શ્રી

# આત્મરામાયણ.

જ્ઞાનમાર્ગનો મનનનીય ગ્રંથ.





પ્રકાશક

પ્રભાશંકર જયશંકર પાઠક.

અધિપતિ—મોઢ માર્તંડ. મુંબઇ નં. ૪



तस्सत्परमात्मने नमः

# આત્મરામાયણ.

વેદાંતના અટપટા વિષયોનું
સાદી ને સરળ ભાષામાં સ્પષ્ટીકરણ કરતો
તથા આત્માને પરમાત્મ સ્વરૂપ સાથે મેળવતો
**જ્ઞાનમાર્ગનો મનનનીય ગ્રંથ.**



સંવત ૧૯૭૮ ] પ્રત—૧૦૦૦. [ સને ૧૯૨૨.

( પ્રથમાવૃત્તિ ).

કીંમત રૂપીઓ એક.

પોસ્ટેજ જુદું.

લેખક,
સ્વ. વૈદ્ય કરૂણાશંકર મૂળજી
બજુડવાળા.

પ્રકાશક,
પ્રભાશંકર જયશંકર પાઠક
કાંદાવાડી માધવભુવન,
મુંબઇ નં. ૪.





મુદ્રક,
પ્રભાશંકર જયશંકર પાઠક.
પુરંદરે પાઠક પ્રીંટીંગ પ્રેસ,
૩ ઠાકોરદ્વાર—મુંબઇ ૪.



# અર્પણ પત્રિકા.

ગંગાસ્વરૂપ મૂળી બ્હેન રણછોડદાસ.

શુભનિવાસ—સરઢવ

તાલુકા કલોલ, ઉત્તર—ગુજરાત.



પૂજ્યપાદ પરમાત્મસ્વરૂપ બ્હેન !

એક માડી જાયા ભાઇની પેઠે મારી પર સ્નેહ રાખી ભજન કીર્તન
તથા શાસ્ત્રપુરાણોની પવિત્ર વાર્તાઓથી બાલ્યાવસ્થાથીજ મારી
વિકસતી આત્મશક્તિઓને તમે પ્રભુ પ્રીત્યર્થે દોરી એ મહત્
ઉપકારની યાદગીરીમાં, રાગ દ્વેષ જેમનો ટળી ગયો છે,
સંસારની આશાતૃષ્ણાથી જેમનું મન વિરાગ
પામી ગયું છે, અને પ્રાણી માત્રમાં જેમને
આત્મસ્વરૂપનું જ્ઞાન ગયું છે, એવા
આપના ઉન્નત આત્માનેજ
જ્ઞાનમાર્ગનો આ પવિત્ર
ગ્રંથ અર્પણ
કરવો યોગ્ય
ધારૂં છું.

મુંબઇ
તા. ૧૫-૭-૨૨

આપનો સદાનો આભારી.
પ્રભાશંકર.

# ગંગાસ્વરૂપ મૂળીબ્હેન રણછોડદાસની

## ટુંક જીવન નોંધ.



આ વિદુષી બ્હેન ગુજરાતમાં વડોદરા રાજ્યના કલોલ તાલુકાના સરઢવ ગામનાં રહીશ છે. તેમનાં સ્વર્ગવાસી માતાપિતાનાં નામાભિધાન અનુક્રમે કાશીબાઈ દેવચંદદાસ અને શેઠ રણછોડદાસ નાગરદાસ છે. સ્વ૦ શેઠજી રણછોડદાસ નાગરદાસે મુંબઇ જઇ સાધારણ નોકરીની શરૂઆતમાંથી બાહુબળ તથા વ્યાપારી કુનેહથી તાંબાકાંટા પર પોતાના નામથી તાંબા પીત્તળના ધંધાનો ધીકતો ધંધો ચલાવ્યો હતો, જે હજુ પણ તેમના સુપુત્ર મૂળચંદભાઈ ચલાવ્યે જાય છે. સ્વ૦ કાશીબાના પિતાશ્રી દેવચંદદાસ ખુશાલદાસ મૂળે દક્ષિણમાં અહમદનગર જીલ્લાના જામગામના રહીશ હતા. તેઓએ શેઠ રણછોડદાસ નાગરદાસનાં ખાનદાન કુટુંબની ખ્યાતિ સાંભળી સરઢવ આવીને પોતાની પુત્રી કાશીબાઇનું સગપણ શેઠ રણછોડદાસ વેરે કરેલું, ને તેમનાં જ સુપુત્રી તે આ મૂળીબ્હેન. સ્વ૦ કાશીબ્હેન બચપણમાં દક્ષિણ દેશમાં ઉછરેલાં હોવાથી દક્ષણી ભાષા બહુ સારી રીતે બોલી જાણતાં. તેઓ કોઇનાં તેજમાં અંજાઇ ન જતાં જેના તેના મોઢા પર તડ ને ફડ કહી દેનારાં નિખાલસ હૃદયનાં ને સાચક હતાં.

આવાં એક ગર્ભશ્રીમંત કુટુંબમાં ગં૦ મૂળીબ્હેનનો જન્મ મુંબઇ શહેરમાં સંવત ૧૯૩૬ના કાર્તિક શુદિ બીજના રોજ થયો હતો. શરૂઆતનું થોડું શાળાનું શિક્ષણ લેવરાવી તેમનાં નબળા બાંધાને લીધે તેમને શાળા મુકાવી દીધી હતી, છતાં ગં૦ મૂળીબ્હેનને વિદ્યાનો વ્યાસંગ લાગેલો હોવાથી ઘેર બેઠે સારાં સારાં પુસ્તકોના વાચનથી અભ્યાસ જારી રાખ્યો. નાનપણથી જ ઇતિર પુસ્તકો કરતાં તેમને પ્રભુભક્તિનાં ભજન-કિર્તનનાં અને શાસ્ત્રીયજ્ઞાનનાં પુસ્તકો વાંચવા કુદરતી રીતે જ બહુ ગમતાં. ઉમર લાયક થતાં સંવત ૧૯૪૭ના વૈશાખ શુદિ ૩ ના રોજ સારી ધામધુમથી તેમનાં લગ્ન પાનસરના શેઠ પોપટલાલ મોહનલાલ સાથે થયાં હતાં. આશરે નવેક વર્ષ ગૃહસ્થાશ્રમ ભોગવી સંવત ૧૯૫૬ના વૈશાખ વદિ ૮ના રોજ તેઓનું સૌભાગ્ય સમાપ્ત થયું. ત્યારથી તેમની જીવનદિશા બદલાઇ.

સાંસારિક ઉપાધિમાંથી મુક્ત થયા પછી એટલે વૈધવ્ય પ્રાપ્ત થયા પછી શ્વશુરગૃહની માયા મુકી દઇ તેઓ પોતાને પીએર સરઢવ આવી મૂળચંદભાઇની સાથે જ રહેવા લાગ્યાં, જે અત્યાર સુધી તેમને ત્યાં જ રહે છે.

સંસારના નશ્વર સુખનો આમ વહેલો અંત આવતાં તેમના કોમળ હૃદયમાં જબરો આઘાત થયો. જેને પરિણામે તેમનાં મનમાં એમ જ વસી ગયું કે જે સુખનો એક દિવસ નાશ થવાનો જ છે, અને જે વાસ્તવીક રીતે સુખ નથી પણ સુખનો અભ્યાસમાત્ર છે તેની પાછળ મિથ્યા વલખાં શા માટે મારવાં! ને તેને માટે નકામો વલોપાત પણ શાને કરવો ? તેના કરતાં અવિનાશી અનંત સુખનું ધામ જે પ્રભુપદ તેમાં જ કાં ન લગની લગાડવી ? આવા વિચારને અંતે ખરા સુખનું સાધન જે આત્મજ્ઞાન તે મેળવવા તેમણે પ્રયત્ન આરંભ્યો.

આત્મજ્ઞાનની પિપાસા તૃપ્ત કરવા માટે તેમણે પ્રથમ રૂપાલના દવે સદાશંકર કે જે સારા વેદાંતી તરીકે એ જીલ્લામાં પ્રખ્યાત હતા તેમને ચાતુર્માસમાં પોતાને ઘેર બોલાવી કથા વંચાવતાં ને તે એકચિત્તથી શ્રવણ કરતાં. પછી તેમની પાસે તેમણે પંચીકરણનો અભ્યાસ કર્યો. એવામાં દૈવયોગે હૃદયાનંદ નામના એક પરમહંસ સ્વામી સરઢવ ગામમાં આવી ચડયા. તેમની પાસે તેમણે ફરીથી પંચીકરણની આવૃત્તિ કરી. ત્યાર પછી તો વિચારસાગર, શ્રીમદ્ભગવદ્ગીતા, યોગવાસિષ્ઠ, વિગેરે અનેક વેદાંતના ગ્રંથો એક પછી એક વિચાર્યા. આ વિષયમાં જેમ જેમ તેઓ ઉંડાં ઉતરતાં ગયાં તેમ તેમ સંસારમાં રહ્યે છતે તેમની સ્થિતિ જનકવિદેહી જેવી થતી ગઈ; તે એટલે સુધી કે કારણ વગર કોઇની સાથે વિશેષ વાતચીત કરવાનું પણ છોડી દઇ એકાંતમાં પોતાનાં વહાલાં પુસ્તકોનું મનન કરવામાં જ તેઓ તલ્લીન રહેવા લાગ્યાં. જ્ઞાનમાર્ગના અનેક હીંદી ગ્રંથો તેમણે જોઇ નાખ્યા, ને ઉત્તમ પ્રતિનું આત્મજ્ઞાન મેળવ્યું. પ્રસંગાવશાત્ તેઓ પોતાના ભાઇની સાથે મુંબઇ આવતાં ત્યારે સાધુ સન્યાસી કે શાસ્ત્રીઓનો સમાગમ થતાં આત્મજ્ઞાનના વિષય ઉપર વિવેચન કરતાં તેઓ બહુ ઉંડાં ઉતરી જતાં જે જોઇ સામાપક્ષને પણ બહુ આશ્ચર્ય થતું. હવે તો એ વાદવિવાદ પણ નિરર્થક જણાયાથી તેઓ કેવળ સત્ ચિત્ આનંદમાં જ આનંદ માને છે.

આ શાસ્ત્રપરિશીલન ચાલતું હતું તેવામાંજ તેમના એકના એક લઘુ બંધુ ભાઇ મૂળચંદભાઈની સાથે સં. ૧૯૫૯ માં કાશી મથુરા અયોધ્યા

વિગેરે નામાંકિત તીર્થોની યાત્રા કરી તેમની માનીતી વ્રજભૂમિની પણ યથેચ્છા પરિક્રમ્મા કરી કાયા પવિત્ર કરી છે.

વિવિધ પ્રકારનાં વ્રતો ને ઉપવાસો કરવાની તેમને નાનપણથી ટેવ છે. તેથી સધવા સ્ત્રીને યોગ્ય એવાં લગભગ બધાંજ વ્રતો તેમણે કરી અનેક બ્રાહ્મણોને વિવિધ દાન દક્ષિણાથી સંતોષ્યા છે. વિધવા થયા પછી પણ દેહદમનનાં શાસ્ત્રોક્ત અનેક વ્રતો કરી આત્માની અંતઃશુદ્ધિ પ્રાપ્ત કરવા કચાશ રાખી નથી. વર્ષભરમાં આવતાં વિવિધ પર્વો ચાતુર્માસ તથા પવિત્ર એવા શ્રાવણ માસમાં તો તેમનો આખો દિવસ વિવિધ પ્રકારનાં પુણ્યદાન ને કથા વાર્તામાંજ જાય છે. સંસારનાં સર્વ પ્રકારનાં કહેવાતાં સુખો તરફ જેમની વિરાગવૃત્તિ ઉદ્‌ભવી છે, એવા ઉચ્ચ કોટીના પવિત્ર આત્માને આ સિવાય બીજું કરવાનું પણ શું હોય !

પ્રારબ્ધવશાત્ મારી બાલ્યાવસ્થામાં હું મૂળી બ્હેનને ગામ સરઢવ જઇ ચઢયો હતો, ને મૂળી બ્હેનના સહોદર મૂળચંદભાઇ સાથે મિત્ર સ્નેહથી જોડાઇ શાળાનું પ્રાથમિક શિક્ષણ પણ મેં એજ ગામમાં લઇ લગભગ આઠ વર્ષ જેટલી લાંબી મુદત ત્યાં ગાળેલી હોવાથી મૂળી બ્હેનનાં પવિત્ર જીવનની છાપ મારા ઉછરતા હૃદયપર પડી છે. મારા મિત્ર મૂળચંદભાઇ પેઠેજ મને પણ એક ભાઇની પેઠે ગણી તેઓ મારાપર બહુ મમત્વભાવ રાખતાં, તે હું હજુ ભૂલી શકતો નથી. મૂળીબ્હેનનાં સ્વર્ગવાસી માતુશ્રીએ અને ખાસ કરી મૂળચંદભાઇએ તો મારા પર અનેક ઉપકારો કર્યા છે,જેની નોંધ લેવાનો અત્ર પ્રસંગ નથી. હાલ મારા નષ્ટ થયેલા ગૃહસ્થાશ્રમનાં શરૂઆતનાં વર્ષોમાં સ્વ૦ કાશીબા તથા ગં૦ મૂળીબ્હેને મને જે ઓથ આપી છે તે સંભારતાં જ તેમના ઉપકારોના બોજાથી મારૂં હૃદય દબાઈ જાય છે. આ પ્રમાણે ન્હાનપણથી જે કુટુંબના પવિત્ર સંસ્કારોએ મારા જીવનને સુમાર્ગે દોર્યું છે, અને જેમના અનેક આભારોનો હું ઓશીગણ છું તે કુટુંબનાં આ પવિત્ર બ્હેનની આ ટુંક જીવન નોંધ લખવાનો સુયોગ, તે ગામ છોડયા પછી પણ ઘણે વર્ષે આમ અનાયાસે પ્રાપ્ત થયો તે બદલ ઇશ્વરનો આભાર માનું છું.

પ્રભુ એ પુણ્યાત્માનું કલ્યાણ કરો. ઇતિ ઓમ્.

મુંબઇ<br>
તા. ૧૫–૭–૨૨

આપનો આભારી<br>
પ્રભાશંકર.

# લેખકની ઓળખ સંબંધી

## પ્રકાશકના બે બોલ.

જ્ઞાનમાર્ગના આ પુસ્તકના પ્રારંભિક બે બોલ લખતાં અત્યંત દીલગીરી સાથે સૌથી પ્રથમ દુઃખદ નોંધ લેવી એ પ્રાપ્ત થાય છે કે આ પુસ્તકના લેખકનો સ્થૂલ આત્મા તેણે કરેલી મહેનતને પુસ્તક રૂપે પ્રકટ થયેલી જોવા આ મર્ત્યભૂમિ પર અત્યારે વિદ્યમાન નથી. તેથી ગુર્જર ભાષાના અકાળે સદ્દગત થયેલા એ ઉત્તમ લેખકની મારા અલ્પ અનુભવ પ્રમાણે થોડી ઓળખાણ આપવી યોગ્ય ધારૂં છું.

એ સ્વર્ગવાસી પુણ્યાત્મા ભાવનગર રાજ્યના બજુડ નામના એક ગામડાના મૂળ રહીશ હતા. પરંતુ એક ખાણમાં છૂપાઈ રહેલો હીરો જેમ તેની ઘટિકા આવતાં અવનવા સંજોગોથી બહાર પૃથ્વી પર આવે છે, ને તેના પર યોગ્ય સંસ્કાર થયા પછી તે તેને યોગ્ય સ્થાને જઈ પહોંચે છે, તેમ આ ભદ્ર પુરૂષ જન્મસિદ્ધ વર્ચસ્વને અંગે ઉદ્દભવેલી પ્રેરણાને વશ થઈ શરૂઆતનું ગુજરાતી ધોરણોનું જ્ઞાન જન્મસ્થાનમાં મેળવી ઉદ્યમાર્થે કુંડલા શહેરમાં જઈ વસ્યા હતા.

નવા નિવાસ સ્થળમાં આવીને પ્રથમ તેમણે ઉપજીવિકાનું સાધન નિર્દોષ એવી શિક્ષકવૃત્તિ સ્વીકારી. સાથે સાથે ગુર્જર સાહિત્યના ગ્રંથો અને પોતાના શોખના વેદાંત તેમ જ વૈદકના ગ્રંથોનો અભ્યાસ પણ જારી રાખ્યો. ધીમે ધીમે વૈદકનો ધંધો ચલાવતાં તેમાં સારી પ્રતિષ્ઠા મેળવી, એટલે શિક્ષકવૃત્તિ મુકી દઈ સ્વાર્થ સાથે પરમાર્થ કરી શકાય તેવો વૈદ્યકનો ધંધો ચલાવ્યો; તે એટલે સુધી કે ખુદ કુંડલા શહેરમાં તો તેઓ સારા વૈદ્ય તરીકે પંકાયા, એટલું જ નહીં પણ આજુબાજુનાં ગામડાંઓમાં પણ તેમની સારી પ્રખ્યાતિ પ્રસરી હતી. કુંડલામાં એક વખત પ્લેગના વખતમાં તેમણે એ રોગના ભોગ થઈ પડેલા અનેક જીવો પોતાના જીવને જોખમે બચાવ્યા હતા, જેથી તેમની કીર્તિ વિશેષ પ્રસરી હતી.

બુદ્ધિમહત્તા, વિચારશક્તિ, અને ગુર્જર ભાષા પર કાબુ તેમને ઇશ્વર તરફથી જ પ્રાપ્ત થયાં હતાં, છતાં યોગ્ય ગુરૂદ્વારા જ્ઞાન મેળવી તેના પર પહેલ પાડવાની તેમને જરૂર જણાતાં તેમણે બીલખાવાળા મહાત્મા શ્રી નથ્થુરામ શર્માને ચરણે જઈ શિષ નમાવી તેમના પર અપ્રતિમ પૂજ્યભાવ ને ગુરૂભક્તિથી પદ્ધતિસર શાસ્ત્રો ને વેદાંતના વિષયોનું અધ્યયન કર્યું. કેટલોક સમય આ પ્રમાણે

ગુરૂદ્વારા જ્ઞાન મેળવ્યા પછી તેમની મેધાશક્તિ આપોઆપ જ ખીલી, જેને પરિણામે અન્ય સાંસારિક વિષયોને તુચ્છ ગણી પ્રભુ પ્રાપ્તિના આત્મજ્ઞાનના વિષયો પર પોતાની સંસ્કારી લેખિની ચલાવી એક પછી એક એમ આશરે વીશ પચીશ પુસ્તકો સ્વચ્છ અક્ષરે લખી કાઢયાં. રખેને તેમાં કાંઇક અપરિપક્વપણાનો દોષ રહી ગયો હોય તેમ ધારી કોઇ પણ માર્ગે તેમને તુર્ત પ્રસિદ્ધિમાં ન લાવતાં એ ઉત્તમ ગ્રંથોનો તેમણે માત્ર સંગ્રહ જ કરી રાખ્યો.

તેઓ મારા સ્વજ્ઞાતીય એટલે ચુંથા ચાતુર્વિંધ મોઢ બ્રાહ્મણ જ્ઞાતિના એક સાક્ષર છે એમ કર્ણપરંપરા મારા જાણવામાં આવતાં મને તેમનો સમાગમ કરવાની સ્વાભાવિક જ ઇચ્છા ઉદ્‌ભવી, જેથી એ પ્રદેશમાં મુસાફરી કરતાં કુંડલા ગામે જઇ ચડતાં અર્ધ રાત્રે તેમને નિદ્રામાંથી જગાડી વખતને અભાવે ફક્ત એ કલાક જ હું તેમનો સમાગમ અનુભવવા ભાગ્યશાળી થયો. તેમના એ ક્ષણિક સમાગમે તેમની સાદાઇ, વાણીમાં મીઠાશ, નમ્રતા, સૌજન્ય, ઉદાર દિલ, અને પવિત્રતાની જે વિશુદ્ધ છાપ મારા હૃદય પર પાડી છે તે કદાપિ ભુસાઇ શકે તેમ નથી. આગળ જણાવ્યા પ્રમાણે જે ભયંકર રોગમાંથી તેમણે અનેક પ્રાણ બચાવ્યા હતા તેજ પ્લેગના રોગથી ત્યાર પછી થોડા વખતમાં એક સાથે થયેલા તેમનાં પુત્ર પુત્રી સહ તેમના પોતાના પણ સ્વર્ગવાસના સમાચાર સાંભળી મારૂં હૃદય અતિશય ખિન્ન થયું. પણ પ્રભુની ગતિ ગહન છે. જેની આંહી જરૂર છે તેની પ્રભુના દરબારમાં પણ જરૂર કાં ન હોય !

બાદ મારી સ્વજ્ઞાતિ માટે **મોઢ માર્તણ્ડ** નામનું માસિક મારા તરફથી પ્રકટ થવા લાગ્યું. મારી સ્વજ્ઞાતિના એ વિદ્વાન્ લેખક વિદ્યમાન હોત તો મને કેવી જબરી મદદ મળત એ વિચાર મને સ્વાભાવિક જ આવ્યો, ને તે સાથે તેમના નિવાસસ્થાને જઇ તેમનાં ગંગાસ્વરૂપ પત્નીને મળી તેમની કાંઇક અપ્રસિદ્ધ પ્રસાદી મળે તો સંગ્રહી તે માસિકદ્વારા પ્રકટ કરી સૌરાષ્ટ્રના તે અણમૂલા રત્નને પ્રકાશમાં લાવવા નિશ્ચય કર્યો. તદનુસાર ફરીથી કુંડલા જઈ હું તેમને મળ્યો, ત્યારે એ મહાન્ લેખકનાં સાધુચરિત્ સુશીલ પત્નિ ગંગાસ્વરૂપ નર્મદાબાઇએ રડતે હૃદયે સદ્‌ગતના લેખ સંગ્રહનો મોટો પોટલો મારી સમક્ષ રજુ કરી તે તરફ આંગળી કરી દર્શાવતાં કહ્યું કે "રાત્ર ને દિવસ વિચારની ધૂનમાં મશગુલ રહી અવિશ્રાંત પરિશ્રમે તેમણે આ સંગ્રહ એકઠો કર્યો છે. તેને પ્રકાશમા લાવવા તેમને ઘણી હોંશ હતી, પરંતુ દૈવને આધિન મનુષ્ય પોતાના વિચારો ઇશ્વરની સાનુકૂળતા હોય તો જ અમલમાં મુકી શકે છે. તમે એ સંગ્રહ તપાસી જુઓ, ને તમને જે જે પ્રકટ કરવા જેવું જણાય તે સુખેથી લઈ જઇ છપાવી તેમને પ્રસિદ્ધ કરી બંધુકૃત્ય બજાવો." એ ત્રણ કલાકના ટુંક વખતમાં મને પ્રથમ દૃષ્ટિએ જે જે યોગ્ય જણાયું તે સ્વીકાર્યું, ને બાકીનું હું જરૂર પડયે મંગાવું ત્યાં સુધી

# ગંગાસ્વરૂપ મૂળી બ્હેન રણછોડદાસ.

નિવાસસ્થાન સરઢવ, તા. કલોલ, ઉત્તર ગુજરાત.



જન્મ—સંવત ૧૯૩૬ ના કાર્તિક શુદિ બીજ.

સાચવી રાખવા મેં તેમને સૂચવ્યું. આ પ્રમાણે એ સ્વર્ગસ્થ લેખકની મને પ્રાપ્ત થયેલી કૃતિઓમાંની આ એક મારા મોઢ માર્તણ્ડ માસિકમાં ક્રમશઃ પ્રકટ કરતાં મને તે સ્વતંત્ર પુસ્તકના રૂપમાં પ્રકટ કરવા જેવી ઉપયોગી લાગવાથી તેને પુસ્તકના રૂપમાં પ્રકટ કરી ગુર્જર સાહિત્ય રસિકજનો સમક્ષ રજુ કરૂં છું, જેને યોગ્ય ન્યાય અને આદર મળશે એવી આશા છે.

આ લેખમાં સુધારા વધારા કરી તેને વિશેષ અલંકૃત કરવાનો અવકાશ તો છે, છતાં આ પ્રથમાવૃત્તિ તો મને જેવા રૂપમાં તે મળી છે તેવા જ તેના મૂળ સ્વરૂપમાં પ્રકટ કરવી યોગ્ય ધારી છે. આ સાહસને જો ઉત્તેજન મળશે તો ઇશ્વર ઇચ્છા તો દ્વિતીયાવૃત્તિ વખતે આ વિચાર અમલમાં મુકી શકાશે.

આ પુસ્તકની સાથે લેખકનું છાયાચિત્ર મુકવા મારી ઘણી ઘણી ઉત્કંઠા છતાં લેખક મહાશયને એવો શોખ નહીં હોવાથી તે હું મેળવી શક્યો નથી જે બદલ દીલગીરી થાય છે.

છેવટ એ સ્વર્ગવાસી લેખકની આ કૃતિ વાચકવર્ગના હૃદયો પર પવિત્ર છાપ પાડો, અને પરલોકવાસી થયેલા એ વિશુદ્ધ આત્માને મારા આ રંક બંધુકૃત્યથી પ્રભુના દરબારમાં શાશ્વત શાંતિ મળો. ઇતિ ૐ.

કાંદાવાડી; માધવભુવન
મુંબઇ
તા૦ ૧૫-૭-૨૨

પ્રભાશંકર જયશંકર પાઠક.
અધિપતિ–મોઢ માર્તણ્ડ.

## અનુક્રમણિકા.




कनकनिकषभासा सीतयालिङ्गिताङ्गो
नवकुवलयदामश्यामवर्णाभिरामः ।
अभिनव इव विद्युन्मण्डितो मेघखण्डः
शमयतु मम तापं सर्वतो रामचन्द्रः ॥ १ ॥

સીતાજી વડે કરાએલા આલીંગનથી સુવર્ણ આંકવાની કસોટી પર પડેલી સોનાની રેખા જેવી થઇ રહી છે શોભા જેમની, ખીલતાં કમળોની માળાથી શોભી રહ્યો છે શ્યામ વર્ણ જેમનો, એવા વીજળીના ઝબકારાથી શોભતા નવીન મેઘ જેવા રામચંદ્ર મારાં દુઃખનો નાશ કરો !

यो रामो न जघान वक्षसि रणे तं रावणं सायकैः
हृद्यस्य प्रतिवासरं वसति सा तस्या ह्यहं राघवः ।
मध्यास्ते भुवनावली परिवृता द्वीपैः समं सप्तभिः
स श्रेयो विदधातु नस्त्रिभुवनत्राणैकचिन्तापरः ॥ २ ॥

સાત દ્વીપ સાથે ત્રણ ભુવનો સમાઈ રહ્યાં જેમાં એવું મારૂં હૃદય જે સીતાજીના હૃદયમાં રમી રહ્યું છે એ સીતાજી હરહમેશ આના હૃદયમાં વસી રહ્યાં છે એમ ધારી જે રામે યુદ્ધમાં રાવણના હૃદયમાં બાણ માર્યાં નહીં એવા ત્રણ ભુવનના રક્ષણની ચીંતા કરનારા રામ તમારૂં શ્રેય કરો !

श्री

# आत्मरामायण.

### बालकांड.



જગતના અભિન્ન નિમિત્તોપાદાન કારણ શુદ્ધ સચ્ચિદાનંદ સ્વરૂપ સર્વાન્તર્યામી ભકત પ્રતિપાલક જે ભગવાન્ શ્રીરામચંદ્રજી, કે જેમણે મહારાજાધિરાજ ભાનુકુલભૂષણ પરમ ભક્ત શ્રી દશરથ રાયને ઘેર અવતાર ધારણ કરીને દુષ્ટવૃંદનું દમન કર્યું અને પોતાના ભકતોની રક્ષા કરી, એવા પૂર્ણ બ્રહ્મને હું મારૂં આત્મસ્વરૂપ જાણીને કોટિશઃ પ્રણામ કરૂં છું.

તે ભગવાન શ્રીરામચંદ્રજીનો મહિમા તો અકથનીય છે, પરંતુ આનંદને માટે થોડું વર્ણન કરૂં છું. શરીરરૂપ રથ છે, ઇન્દ્રિયો રૂપ ઘોડા છે, અને જીવરૂપ રથી છે. જે જીવરૂપ રથીને અધીન ઇન્દ્રિયરૂપ ઘોડા છે, અર્થાત્ જે જીવ શ્રોત્રેંદ્રિય વડે કરીને ભગવત્ કીર્તનનું શ્રવણ કરેછે, ત્વચા ઇન્દ્રિયથી શીતોષ્ણને સહન કરે છે, હસ્તેન્દ્રિયથી સંતની સેવા કરે છે, ને વાગેન્દ્રિયથી ભગવદ્ ગુણાનુંવાદનું ગાન કરે છે; એવી રીતે જે જીવે દશે ઇન્દ્રિયોને આધીન કરી લીધેલી છે તે જીવનું નામ દશરથ છે. તે જીવરૂપ દશરથને ત્રણ સ્ત્રી છે. એક તો નિવૃત્તિજન્ય વૃત્તિરૂપ કૌશલ્યા, બીજી વિષય દોષ દૃષ્ટિ સહિત પ્રવૃત્તિરૂપ કેકયી, અને ત્રીજી ભક્તિરૂપ સુમિત્રા. જ્યારે જીવરૂપ રાજા દશરથનો એ ત્રણ સ્ત્રિયોની સાથે યોગ થયો ત્યારે ભગવાન્ પ્રસન્ન થઇ ગયા, તેથી તે વખતે આકાશવાણી થઇ કે હે રાજન્! હું તમારા પર બહુજ પ્રસન્ન છું, તમે વર માગો. ત્યારે રાજા દશરથે પ્રાર્થના કરી કે હે ભગવાન્! આપે હું દીન પર જે અનુગ્રહ કર્યો છે તો એવીજ કૃપા થવી જોઇએ કે જેથી હું સદૈવ આપનાં દર્શન કર્યા કરૂં. તે વખતે ફરી આકાશવાણી થઇ કે હે રાજન્! યોગીલોકો પણ જ્યાં સુધી સમાધિમાં સ્થિત રહે છે ત્યાં સુધીજ મારાં દર્શન કરે છે અને સમાધિમાંથી ઉઠયા પછી તે પણ ફરી શરીરયાત્રાદિ વ્યવહારમાં પ્રવૃત્ત થાય છે, એવી રીતે તેમને પણ જ્યારે મારાં સદૈવ દર્શન થતાં

નથી ત્યારે તમને મારાં નિરંતર દર્શન થવાં એ અત્યંત દુસ્તર છે; પણ હા, જ્ઞાનવાન્ મને સદૈવ નિરખ્યા કરે છે, કેમકે તે સંપૂર્ણ પ્રપંચને બ્રહ્મ સ્વરૂપજ જાણે છે, એથી તે જ્યાં ત્યાં મનેજ જુએ છે; એવી રીતે જ્યારે તમે પણ જ્ઞાન સમ્પાદન કરશો ત્યારે તમને સદૈવ મારાં દર્શન થશે. એવી રીતની આકાશવાણી સાંભળીને વળી રાજા દશરથે પ્રાર્થના કરી કે હે નાથ! જ્ઞાનવાન્ તો આપને નિર્ગુણ ને નિષ્ક્રિયરૂપે જુએ છે અને હું તો આપનું સગુણરૂપે દર્શન કરવા ઇચ્છું છું, તેથી હું દીનની પ્રાર્થના મંજુર થવી જોઇએ. ત્યારે ફરી આકાશવાણી થઈ કે એમજ થાઓ. આ સાંભળીને રાજા દશરથ ઘણાજ પ્રસન્ન થયા. ત્યાર પછી જ્યારે જીવરૂપ રાજા દશરથનો નિવૃત્તિ જન્ય વૃત્તિરૂપ કૌશલ્યાની સાથે સમ્બન્ધ થયો ત્યારે સાક્ષાત્ જ્ઞાન સ્વરૂપ ભગવાન્ શ્રીરામચંદ્રજી પ્રકટ થયા, અને બીજી ભક્તિરૂપ સુમિત્રા સાથે જ્યારે સમ્બન્ધ થયો ત્યારે વિવેક રૂપ લક્ષ્મણ અને વિચાર રૂપ શત્રુઘ્ન ઉત્પન્ન થયા, તથા જ્યારે વિષય દોષદૃષ્ટિ સહિત પ્રવૃત્તિરૂપ કેકયીની સાથે જીવરૂપ દશરથનો સમ્બન્ધ થયો ત્યારે વૈરાગ્યરૂપ ભરતજી ઉત્પન્ન થયા. કેમકે પ્રથમ તો જીતેંદ્રિય પુરૂષની ભોગોમાં પ્રવૃત્તિ જ થતી નથી, અને કદાચિત્ દૈવયોગે પ્રવૃત્તિ થઇ જાય તો પણ તેને તેવી પ્રવૃત્તિથી સુખ થતું નથી કિન્તુ તેથી પણ દોષદૃષ્ટિથી વૈરાગ્યજ થાયછે, આ કારણથી વિષયદોષદૃષ્ટિ સહિત પ્રવૃત્તિરૂપ કેકયીથી વૈરાગ્યરૂપ ભરતજી ઉત્પન્ન થયા. તે સમય વેદરૂપ વસિષ્ઠજીએ અતિ હર્ષપૂર્વક ચારે રાજકુમારોનું નામ કરણ કર્યું. જ્ઞાનનું નામ રામ રાખ્યું અર્થાત્ મૃગતૃષ્ણાના જલવત્ સંસાર સમુદ્રનું ભ્રમરૂપ નાકું જે ચરાચરને ગ્રાસ કરી રહેલ છે તેના પાશથી બચવાને માટે વિવેક વૈરાગ્ય શમદમાદિ સાધન સમ્પન્ન થઇને યોગિયોને રમણ કરવાનું સ્થાન જ્ઞાન છે. આ કારણથી જ્ઞાનનું નામ રામ પ્રસિદ્ધ થયું. તે બ્રહ્મરૂપ જ્ઞાનનિવૃત્તિ જન્ય વૃત્તિમાં અભિવ્યક્ત થવાથી જીવરૂપ દશરથનો પુત્ર છે; બીજા વિવેકનું નામ લક્ષ્મણ પાડયું. કેમકે શુભ લક્ષણયુક્તને લક્ષ્મણ કહે છે ને તેવો વિવેકજ છે, અર્થાત્ સત્યાસત્ય વસ્તુના જ્ઞાનને વિવેક કહે છે, તેથી જ્યાં સુધી સત્યાસત્ય વસ્તુનો વિવેક થતો નથી, ત્યાં સુધી સત્યનું ગ્રહણ અને અસત્યનો ત્યાગ પણ થઈ શકતાં નથી, અને જ્યારે એવો વિવેક થઇ ગયો કે સંસાર અસત્ય છે અને એક આત્માજ સત્ય છે, ત્યારે તે અસત્ય સંસાર સમ્બન્ધી આશા તૃષ્ણા કલ્પના, શંકા, ને નિંદાદિકનો ત્યાગ કરી દે છે અને સત્ય આત્મા સમ્બન્ધી શાંતિ, સમતા, ક્ષમા, દયા, ધૈર્ય, શીલ, જ્ઞાન ને ભક્તિ ઇત્યાદિ શુભ લક્ષણ યુક્ત થાય છે, અને તેનેજ લક્ષ્મણ કહે છે. આ કારણથી લક્ષ્મણનું નામ વિવેક રાખ્યું છે; ત્રીજા વિચારનું નામ શત્રુઘ્ન ઉચ્ચારણ કર્યું કેમકે શત્રૂઓનો નાશ કરનારાને શત્રુઘ્ન કહે છે, ને એવો તો વિચારજ છે. અર્થાત્

પુરૂષોના જે વિષય વિકારાદિરૂપ શત્રઓ છે તે વિષય વિકારાદિરૂપ શત્રુઓ વિચારથી નષ્ટ થાય છે, આ કારણથી વિચાર શત્રુઘ્ન નામથી પ્રસિદ્ધ થયા; અને ચોથા વૈરાગ્યનું નામ વેદરૂપ વસિષ્ઠજીએ અતિ ઉત્સાહ પૂર્વક ભરત પ્રતિપાદન કર્યું, કેમકે પુરૂષને સર્વ પ્રકારથી ભરણ પોષણ કરીને સંતુષ્ટ કરનારાને ભરત કહે છે, અને એવો એક વૈરાગ્યજ છે; કેમકે વૈરાગ વિના આ મિથ્યા પદાર્થોથી તો કોઇ પણ પુરૂષને સંતુષ્ટતા થતી નથી, અર્થાત્ જ્યાં સુધી મરૂ ભૂમિમાંના જળને સત્ય સમઝયા કરે છે ત્યાં સુધી તેની વાસનાથી ભટકતો ભટકતાં મહા-દુઃખ પામે છે, ને કદાપિ સંતુષ્ટ થતો નથી, પણ જ્યારે તે જળને મિથ્યા જાણીને વૈરાગ્યને પ્રાપ્ત થાય છે ત્યારે કોઇ જળાશયને કિનારે ઠંડી છાયા તળે જઇને બેસવાથી જેવી શાંતી થાય છે તેવી શાંતિને તે પામે છે, એવી રીતે જ્યાં સુધી સંસારને સત્ય જાણ્યા કરે છે ત્યાં સુધી તેની કામનાથી દુઃખી રહે છે, પણ જ્યારે મિથ્યા જાણીને તેનાથી વૈરાગ્યને પ્રાપ્ત થાય છે ત્યારે આત્મસ્વરૂપ જળાશયને કિનારે સદ્‌ગુરૂના કૃપા કટાક્ષ રૂપ વૃક્ષની શીતળ છાયા નીચે સંતોષરૂપ પરમ શાંતિને પામે છે. પરન્તુ જ્યાં સુધી સંસાર પર વૈરાગ્ય થતો નથી ત્યાં સુધી પોતાના આત્મસ્વરૂપ રૂપ ઝરણાનું ભાન પણ થવું અસંભવિત છે. તો પછી તેના કિનારે ઝુકી રહેલ સદ્‌ગુરૂ પરમાત્માના કૃપા કટાક્ષરૂપ શાંતિ તૃપ્તિ પ્રદ વૃક્ષની શીતળ છાયાનાં દર્શન પણ થવાં અશંકય હોય એમાં નવાઈજ શું છે ! આ કારણથી સંતુષ્ટતાનો હેતુ વૈરાગ્યજ છે. તેથી પોષણ કરનારો વૈરાગ્ય ભરત નામથી વિખ્યાત થયો. એવી રીતે જીવરૂપ દશરથને જ્ઞાન સ્વરૂપ શ્રીરામચંદ્ર, વિવેક રૂપ લક્ષ્મણ, વિચાર રૂપ શત્રુઘ્ન, ને વૈરાગ્ય રૂપ ભરત એવી રીતે જે સમયે ચાર પુત્ર થયા તે સમયે જીવરૂપ રાજા દશરથ પરમ સુખને પ્રાપ્ત થતા હવા, અને પંચકોશરૂપ અવધ-નિવાસી પણ જ્ઞાન સ્વરૂપ ભગવાન્ શ્રીરામચંદ્રજીનાં દર્શન કરીને આનંદને પ્રાપ્ત થઇ રહ્યાં હતાં, એવામાં વિશ્વાસરૂપ વિશ્વામિત્રજી પણ ત્યાં આવી પહોંચ્યા. અર્થાત્ જીવરૂપ દશરથને આમ પૂર્ણ વિશ્વાસ આવી ગયો કે સાક્ષાત્ જ્ઞાન સ્વરૂપ શ્રીરામચંદ્રજી જો મારે ત્યાં પ્રકટ થયા છે તો હવે મારૂં કલ્યાણ થવામાં કિંચિત્ પણ સંદેહ નથી. તેમના આગમનને શ્રવણ કરીને વેદરૂપ વસિષ્ઠજી સહિત જીવરૂપ રાજા દશરથ હર્ષપૂર્વક પોતાના ધામથી બહાર વિશ્વાસરૂપ વિશ્વામિત્રજીને સામા લેવા આવ્યા, તે વખતે રાજાએ પ્રણામ કરીને પ્રાર્થના કરી કે હે ભગવન્ ! આપે ઘણીજ કૃપા કરીને હું દીન દાસને દર્શન દીધાં. કેમકે મહાત્માઓનું વિચરવું ગૃહસ્થોના કલ્યાણાર્થ છે. હે પ્રભો ! જે નિમિતે આપનું આગમન થયું છે તે આપનું

કાર્ય પૂર્ણ થયું સમજજો, કેમકે તન, મન, ધન ને સઘળા પદાર્થો સહિત હું આપનો દાસ છું. તેથી જે પ્રમાણે આપની આજ્ઞા હશે તે પ્રમાણેજ હું કરીશ. એવી રીતે કહેતા કહેતા રાજા દશરથ વિશ્વામિત્રજીને ઘરમાં લઇ આવ્યા, અને અતિ ઉત્તમ આસન પર પધરાવીને વિધિપૂર્વક પૂજન સેવન કર્યું, તથા પ્રાર્થના કરી કે હે નાથ! આપનું આગમન શા કારણથી થયું છે? મને એ સંબંધમાં આજ્ઞા કરવા કૃપા કરો. ત્યારે વિશ્વામિત્રજીએ કહ્યું હે રાજન્! જ્ઞાન સ્વરૂપ શ્રીરામચંદ્રજીને તેડી જવાને માટે મારૂં આવવું થયું છે, કેમકે હું જે સમયે યજ્ઞરૂપ વિષ્ણુનું આવાહન કરૂં છું તે સમયે કામરૂપ મારીચાદિ રાક્ષસ મારા યજ્ઞમાં વિઘ્ન ઉપજાવે છે, તેથી હું અત્યંત દુઃખી થઇને તમારે શરણે આવ્યો છું, માટે તમે મારી સહાયતા કરો, અર્થાત્ શ્રીરામચંદ્રજીને મારી સાથે મોકલી દ્યો કે જેથી તે ત્યાં પધારીને તે રાક્ષસોનો નાશ કરે, કેમકે એમના સિવાય તેમનો નાશ કરવાને કોઇ પણ પુરૂષ સમર્થ નથી; આવું સાંભળીને રાજા દશરથ અતિ શોકાકુળ થઇ ગયા અને કહેવા મંડયા કે હે મહારાજ! આ બાળક ઘણોજ નાનો છે, ને અસ્ત્ર શસ્ત્ર વિદ્યાને જાણતોજ નથી ત્યારે તેને હું આપની સાથે કેવી રીતે મોકલી શકું? પણ હા, હું પડે આપની આજ્ઞાનુસાર આપની સાથે યજ્ઞ રક્ષાર્થ આવું છું; પરન્તુ અજ્ઞાનરૂપ રાવણની સાથે યુદ્ધ કરવા તો હું પણ સમર્થ નથી, કેમ કે હવે હું વૃધ્ધ થઇ ગયો છું અને રામચંદ્રજીને તો આપની સાથે મોકલી શકીશ નહો. એટલે વેદરૂપ વસિષ્ઠજીએ કહ્યું હે રાજન્! ક્ષત્રિય થઇને પોતાના વચનનું ઉલ્લંઘન કેમ કરો છો? અર્થાત્ જ્યારે તમે પ્રથમથીજ આમ પ્રતિજ્ઞા કરી નાખી છે કે જે કારણથી આપનું આગમન થયું છે તે આપનું કાર્ય પૂર્ણ થયું સમજો: તો પછી હવે તમારે આમ કહેવું વૃથા છે કે હું તેમને મોકલી શકીશ નહીં. વળી તમે તેમને બાળક સમજો નહીં, એમનો તો અવતારજ રાક્ષસોના નાશને માટે થયો છે, એમ કરીને જ્યારે વેદરૂપી વસિષ્ઠજી મૌન થયા ત્યારે વિશ્વાસરૂપ વિશ્વામિત્રજી બોલ્યા કે હે રાજન્! હું વિશ્વાસરૂપ વિશ્વામિત્રાદિ મુનિયો દ્વારા તો તમને જ્ઞાન સ્વરૂપ રામચંદ્રની પ્રાપ્તિ થઇ છે તો પછી તમે અમારાજ કાર્યને વાસ્તે કેમ ના પાડો છો? ત્યારે રાજાએ રામચંદ્ર આદિ ચારે પુત્રોને બોલાવીને વિશ્વામિત્રજીના ચરણોમાં બેસાડી દીધા અને કહ્યું હે નાથ! આ બાળક આપના ચરણોની કૃપાથીજ મને દીનને વૃદ્ધાવસ્થામાં પ્રાપ્ત થયેલ છે, ને આ બાળક આપનાજ છે, મારૂં એમાં કાંઇ પણ નથી, પરંતુ તે હજી કાંઇ જાણતા નથી એથી એનાથી આપનું પ્રયોજન સિધ્ધ શું થશે! સારૂં, જેવી આપની ઇચ્છા હોય તેમ કરો. પછી રાજાએ મુનિયોની આજ્ઞા માનવી એજ પરમ ધર્મ છે એમ સમજીને શ્રીરામચંદ્રજી અને

લક્ષ્મણજીને વિશ્વામિત્રજીની સાથે મોકલી દીધા. પ્રથમ તો જ્ઞાનસ્વરૂપ ભગવાન્ જ્યાં ભ્રાંતિરૂપી તાડકા રહેતી હતી. ત્યાં શ્રીરામચંદ્રજી આવી પહોંચ્યા કે તે શ્રીરામચંદ્રજીને જોઇને કહેવા મંડી કે અરે બાળકો ! તે કામરૂપ મારીચને નષ્ટ કરવાનો. જે તમારા ચિત્તમાં સંકલ્પ છે તેને નિવૃત્ત કરીને પાછા ઘેર જાઓ, કેમકે જ્યાં સુધી હું ભ્રાંતિરૂપી તાડકાજ અહીં રહું છું ત્યાં સુધી કામરૂપ મારીચનો નાશ થઇ શકશે નહીં; જેવી રીતે છીપમાં પ્રથમ રૂપાની ભ્રાંતિ થઇ જાય છે ત્યાર પછી રૂપાની કામના થાય છે; અને જ્યાં સુધી તે ભ્રાંતિનો નાશ થતો નથી ત્યાં સુધી કામનાની પણ નિવૃત્તિ થતી નથી; એવી રીતે જ્યારે પ્રથમ આત્મામાં સંસારની ભ્રાંતિ થઇ જાય છે ત્યારે સંસારી પદાર્થોની કામના પણ થાય છે, અને જ્યાં સુધી ભ્રાંતિ નાશ પામતી નથી ત્યાં સુધી કામના પણ નાશ થઇ શકતી નથી. એટલા માટે જો હમણાં હું ભ્રાંતિરૂપી તાડકાજ નાશ ન થઇ તો કામરૂપ મારીચ તમારાથી કદાપિ નાશ થઈ શકશે નહીં. અને મારો નાશ થવો અસંભવિત છે કેમકે હું પ્રવાહ રૂપે અનાદિ છું; જ્યારે મારો આદિ જ નથી ત્યારે પછી અંત કેવી રીતે થઇ શકશે? એવી રીતનાં ભ્રાંતિરૂપ તાડકાનાં વચન સાંભળીને જ્ઞાન-સ્વરૂપ શ્રીરામચંદ્રજી ઘણા હસ્યા, અને વિવેકરૂપ લક્ષ્મણજીને કહેવા મંડ્યા કે હે નાગેશ ! જુઓ, કેવો અદ્ભુત વિલાસ છે ! વગર ઉપજેલો પદાર્થ ઉપજેલા જેવો પ્રતીત થાય છે, અર્થાત વગર ઉપજેલી આ ભ્રાંતિરૂપ તાડકા પોતાનાજ મુખથી પોતાનું અને કામરૂપ મારીચનું ન હોવું સિધ્ધ કરે છે કે આત્મામાં જગત્ ભ્રાંતિ માત્ર જ છે. વાસ્તવમાં જગત કાંઈ છે નહીં, અને જ્યારે સંસાર નથી, ત્યારે ભ્રાંતિ કયાંથી થઇ, અને પછી કામના પણ કઇ વસ્તુની થશે ! કેમકે એક ચૈતન્ય સિવાય બીજું તો કાંઈ થયું જ નથી, ત્યારે પછી તેનું કથન કેવી રીતે સિદ્ધ થઇ શકશે? એવી રીતે જ્ઞાન સ્વરૂપ શ્રીરામચંદ્રજીનાં નિવારણ વાકયરૂપ બાણથી ભ્રાંતિરૂપી તાડકા નષ્ટ થઇ ગઈ. પછી શ્રીરામચંદ્રજી લક્ષ્મણજી સહિત વિશ્વામિત્રજીના યજ્ઞમાં જઇ પહોંચ્યા. ત્યાં જઇને શ્રીરામચંદ્રજીએ કહ્યું કે હે વિશ્વામિત્ર ! આપના યજ્ઞનો વિધ્વંસ કરનારો કામરૂપ મારીચ રાક્ષસ આપના ચિત્તમાંજ સ્થિત છે, અર્થાત્ કામનાનું નામજ કામ છે, આપ જે સકામ યજ્ઞ કરોછો કે આ કર્મથી મને અમુક ફળની પ્રાપ્તિ થાય તે કામનાજ આપના યજ્ઞમાં વિઘ્ન ઉપજાવે છે, કેમકે પ્રથમ તો નિષ્કામ કર્મોમાં વિઘ્ન થતુંજ નથી અને જો કદાચિત્ નિષ્કામ કર્મોનો આરંભ થઇને વિઘ્નથી છૂટી પણ જાય તોપણ પ્રત્યવાય લાગતો નથી, કેમકે કામનાજ વિઘ્નરૂપ છે, એથી આપ કામરૂપ મારીચ રાક્ષસને અંત:કરણમાંથી કહાડી મૂકો, ને નિષ્કામ થઇને યજ્ઞરૂપ વિષ્ણુનું ધ્યાન કરો. વળી જો વિચાર કરીને જોવામાં આવે તો મોક્ષની કામનાથી નિષ્કામ થવું

પણ અસંભવિત છે; કેમકે કામના નામ ઇચ્છાનું છે, અને ઇચ્છા વિના કોઇપણ કાર્ય થતું નથી, આ કારણથી કામનાનો જય કરવો અત્યંત દુર્લભ જ છે પરંતુ હા એક યુક્તિ છે તેને ધારણ કરશો ત્યારે કામનાનો જય થઈ જશે. તે આ છે. "**नाहं कामो न मे काम इति कामो विजीयते**" અર્થાત્ હું કામના નથી, અને મારામાં કામના નથી, આ પ્રકારના નિશ્ચયથી કામનાનો જય થાય છે. એવી રીતે આપ પણ આપના સ્વરૂપને જુઓ કે આપનું સ્વરૂપ કામના નથી, તેમ આપમાં કામના નથી, કેમકે કામના મનમાં થાય છે, અને આપ મનના દ્રષ્ટા છો; અને દ્દષ્ટા દશ્યથી પ્રથક્જ હોય છે. એવી રીતે જો આપ આપના સ્વરૂપમાં સ્થિત થશો તો કામરૂપ મારીચનો જય થયેલો જ છે. એવું સાંભળીને વિશ્વામિત્રજીએ જ્યારે નિષ્કામતા ધારણ કરી અર્થાત્ પોતાના નિષ્કામ સ્વરૂપમાં સ્થિત થયા ત્યારે નિજસ્વરૂપાનુભવકથનરૂપ યજ્ઞમૂર્તિનો શંખ વાગ્યો, અને ઇંદ્રિયગણરૂપ દેવતા પુષ્પોની વર્ષા કરતા છતા ભગવાન શ્રીરામચંદ્રજીનો જયજયકાર થાઓ એવા શબ્દ વદવા મંડ્યા, અને વિશ્વામિત્રજી પણ અતિ હર્ષને પ્રાપ્ત થયા. એવી રીતે થોડા દિવસ સુધી ત્યાં શ્રીરામચંદ્રજી ઋષિયોને દર્શન દેતા છતા વિરાજ્યા, પરંતુ જ્યારે ભગવાન શ્રીઅયોધ્યા પધારવા મંડ્યા ત્યારે વિશ્વામિત્રજીએ પ્રાર્થના કરી કે હે નાથ! અહિંઆંથી થોડા અંતરપર વિદેહરૂપ જનક નામનો એક રાજા છે; તેની શાંતિરૂપિણી સીતા નામની પુત્રી છે. તેના વિવાહનો સ્વયંવર રચવામાં આવ્યો છે. તે સ્વયંવરમાં મોટા મોટા શૂરવીર રાજા એકઠા થયા છે ને રાજા જનકની આવી પ્રતિજ્ઞા છે કે જે કોઇપણ પુરુષ અહંકારરૂપ ધનુષને તોડશે તેની સાથે શાંતિરૂપિણી સીતાનો વિવાહ કરીશ. માટે તેના યજ્ઞને આપ પણ પધારીને સુશોભિત કરો, અને આપના પવિત્ર દર્શનથી જનકપુર વાસિયોને કૃતાર્થ કરો. મુનિનાં એવાં વાક્યને સાંભળીને જ્ઞાનસ્વરૂપ શ્રીરામચંદ્રજી લક્ષ્મણજી સહિત વિશ્વામિત્રની સાથે જનકપુર ભણી ચાલી નીકળ્યા. માર્ગમાં તપરૂપ ગૌતમ ઋષિની ક્ષમારૂપિણી સ્ત્રી અહલ્યાને પોતાનાં ચરણોની રજથી નિજપદ પ્રાપ્ત કરાવતા હવા. અર્થાત્ તે ક્ષમા રૂપી અહલ્યા જ્ઞાન સ્વરૂપ શ્રીરામચંદ્રજીનાં દર્શનથી પોતાના ચૈતન્ય સ્વરૂપને પ્રાપ્ત થઈ સ્તુતિ કરીને પ્રાર્થના કરવા મંડી કે હે પતિતપાવન! હું દીન પર આપની સુદૃષ્ટિ થવાથી આજ મારી સમગ્ર કામના સિધ્ધ થઈ છે, અર્થાત્ આપનાં દર્શનોથી મારો પરમાર્થ તો સિધ્ધ થઇ ગયો, પરંતુ વ્યવહાર પણ સિદ્ધ થઇ ગયો કે મારા સ્વામી જે તપરૂપ ગૌતમજીએ હું ક્ષમારૂપ અહલ્યાને આપ જ્ઞાન સ્વરૂપ રામચંદ્રજીથી વિમુખ જાણીને પરિત્યાગ કરી દીધો હતો, તે હવે હું આપનાં પાવન દર્શનથી પવિત્ર થઇ છું એથી તે પણ મને ધારણ

કરશે, અર્થાત્ અજ્ઞાન યુક્ત ક્ષમા તો પ્રાણી માત્રમાંજ હોય છે, પરંતુ જ્યારે કોઇ પુરૂષ પરમાર્થની ઇચ્છા કરે છે ત્યારે પ્રથમ તપયુકત થાય છે અર્થાત્ મનના નિગ્રહરૂપ કાષ્ટી સહિત ભગવદ્દારા ધનનો આશ્રય લે છે. તે તપના પ્રભાવથી અજ્ઞાન યુકત ક્ષમાનો ત્યાગ થઇ જાય છે. કેમકે અજ્ઞાન યુકત ક્ષમા દુઃખનો હેતુ છે, પણ પછી જ્યારે તપ કરવાથી અંતઃકરણ શુદ્ધ થયું ત્યારે તેજ ક્ષમાનો જ્ઞાનની સાથે સમ્બન્ધ થાય છે, તે વખતે જ્ઞાન યુકત ક્ષમાને તે સજ્જન પુરૂષ ધારણ કરે છે એવી રીતે હું ક્ષમારૂપ અહલ્યાને તપરૂપ ગૌતમજીએ આપ-જ્ઞાન સ્વરૂપ શ્રીરામચંદ્રજીથી વિમુખ જાણીને ત્યજી દીધી હતી, તે હવે હું આપની કૃપાથી કૃતકૃત્ય થઇ છું, હવે મને તે પણ ધારણ કરશે. વળી મારાં ભાગ્યને કોટિશઃ ધન્યવાદ છે કે જે આજ મને આપનાં પાવન દર્શનનો લાભ થયો. આપનો સદૈવ જય જયકાર થાઓ. એવી રીતે કહીને પ્રણામ કરીને અહલ્યા નિજ-પતિના ધામને પ્રાપ્ત થતી હવી; અને જ્ઞાન સ્વરૂપ શ્રીરામચંદ્રજી જનકપુરમાં પધાર્યા. તે સમયે જનકપુર વાસી અર્થાત્ જનક નામ પિતાનું છે અને પિતા નામ કારણનું છે અને સર્વનું કારણ અર્થાત્ જનક [1]ઇશ્વર છે,

૧ અહિંઆં ઇશ્વર સામાન્ય ચૈતન્યનો બોધક છે, અને જ્ઞાન સ્વરૂપ શ્રીરામચંદ્ર શબ્દ વિશેષ ચૈતન્યનો બોધક છે, કેમકે અજ્ઞાનની નિવૃત્તિ શુદ્ધ જ્ઞાન સ્વરૂપ વિશેષ ચૈતન્ય-થીજ થાય છે, સામાન્ય ચૈતન્યથી થતી નથી. હવે જો કે વાસ્તવમાં તો ચૈતન્ય અખંડ આનંદ સ્વરૂપ સામાન્ય વિશેષ ભાવ રહિત છે, પરંતુ અજ્ઞાનની નિવૃત્તિને માટે સામાન્ય વિશેષ ભાવ અવશ્યજ માનવો પડશે. કેમકે સામાન્ય ચૈતન્ય અજ્ઞાનનું બાધક નથી, જેવી રીતે સુષુપ્તિમાં સુષુપ્તિનો અનુભવ કરનારૂં સામાન્ય ચેતન છે છતાં પણ તે સુષુપ્તિ રૂપ અજ્ઞાનનો નાશ કરી શકતું નથી, પણ જ્યારે તેજ સામાન્ય ચૈતન્ય વિશેષ રૂપ થાય છે, અર્થાત્ જાગ્રત અવસ્થાનો અનુભવ કરે છે ત્યારે સુષુપ્તિરૂપ અજ્ઞાનનો નાશ થઇ જાય છે. અથવા જેવી રીતે કાષ્ઠગત સામાન્ય અગ્નિ દાહ કરી શકતી નથી તેવી રીતે સામાન્ય ચૈતન્ય અજ્ઞાનનું નાશક નથી પણ જેવી રીતે તેજ કાષ્ઠગત સામાન્ય અગ્નિ વિશેષરૂપ થઇને તેજ કાષ્ઠનો દાહ કરી દેછે. તેવી રીતે તેજ સર્વ ગત સામાન્ય ચૈતન્ય જ્ઞાન સ્વરૂપ વિશેષ રૂપ થઇને કાર્યકારણ રૂપ અજ્ઞાનનો નાશ કરી દે છે. હવે કાષ્ઠગત જે સામાન્ય અગ્નિ છે તેજ વ્યાપ્ય વ્યાપકરૂપ અજ્ઞાનનો હેતુ છે. અર્થાત્ તેણે કરીનેજ વ્યાપ્ય વ્યાપક ભાવ સિદ્ધ છે. કાષ્ટ વ્યાપ્ય છે અને અગ્નિ વ્યાપક છે; પણ જ્યારે તેજ અગ્નિ વિશેષરૂપ થઇને કાષ્ઠને બાળી નાખે છે ત્યારે વ્યાપ્ય વ્યાપક ભાવરૂપ ભ્રમ નિવૃત્ત થઇ જાય છે. એવી રીતે સર્વગત સામાન્ય ચૈતન્યજ વ્યાપ્યને વ્યાપક સમગ્ર દૃશ્યનો હેતુ છે, પણ જ્યારે મનને નીચેની અરણી કરવામાં આવે છે અને પ્રણવને ઉપરની અરણી કરીને મથન કરવામાં આવે છે ત્યારે તેજ સામાન્ય ચૈતન્ય જ્ઞાનસ્વરૂપ વિશેષ રૂપે થઇને સમસ્ત કાર્ય કારણ અજ્ઞાનરૂપ કાષ્ઠનો નાશ કરી નાખે છે. આ હેતુથી જનક શબ્દ કારણરૂપ સામાન્ય ચૈતન્યનો બોધક છે અને રામચંદ્ર શબ્દ જ્ઞાન સ્વરૂપ વિશેષ ચૈતન્યનો બોધક છે.

તે જનક ઇશ્વરનું પુર અર્થાત્ સ્થાન સંસાર છે. એટલા માટે સંસાર રૂપ જે જનકપુર તે જનકપુરનાં સઘળાં સ્ત્રી પુરૂષ જ્ઞાનસ્વરૂપ શ્રીરામચંદ્રજીનાં દર્શન કરીને અતિ આનન્દને પ્રાપ્ત થયાં, અને તેમને મનુષ્ય શરીરનું પામવું પણ સફળ સમઝયાં, અને ભગવાન્ આગળ પ્રાર્થના કરવા મંડ્યાં કે હે નાથ ! આ જ જ્ઞાન સ્વરૂપ શ્રીરામચંદ્રજીને શાંતિ રૂપિણી સીતા મળજો, કેમકે સીતાજીને યોગ્ય વર આ જ છે. અર્થાત્ જ્ઞાન વિના શાંતિ થતી નથી. એવી રીતે જનકપુર વાસિયોની પ્રાર્થના સાંભળીને તે સમય દેવવાણી થઇ કે એવમસ્તુ, અર્થાત્ જેવી રીતે તમ લોકોની ઇચ્છા છે તેવુંજ થશે. એવા શબ્દને સાંભળીને તે સર્વ નરનારી અતિ આનંદિત થયાં, અને દિન પ્રતિ દિન શ્રીરામચંદ્રજીના આવવાથી જનકપુરમાં નિત્ય નવાં નવાં આનંદ મંગળ શુકન થવા મંડ્યાં. પછી શ્રીરામચંદ્રજી લક્ષ્મણજી સહિત યજ્ઞશાળામાં વિરાજ્યા કે જ્યાં મોટા મોટા સઘળા પ્રતાપી રાજા બેઠા હતા, તે સમયે તે યજ્ઞ મંડપની એવી શોભા થઇ કે જેવી રીતે ચંદ્રમાની ચારે તરફ બૃહસ્પતિ આદિ નક્ષત્રોના સ્થિત થવાથી આકાશ મંડળની શોભા થઇ જાય છે. ત્યાં આવીને સર્વ રાજા પોત પોતાનાં બળ પરાક્રમ હારી ગયા, પરન્તુ અહંકારરૂપ ધનુષ કોઇથી પણ તુટ્યું નહીં. કેમકે અહંકારે તો સર્વને દબાવીજ રાખ્યા હતા, અર્થાત્ સર્વ રાજાઓની પ્રથક્ પ્રથક્ એવી વૃત્તિ થઇ રહી હતી કે અમેજ મોટા શૂરવીર અને પ્રતાપી છીએ, ને અમેજ ધનુષને તોડશું; તેથી અમારા સિવાય બીજો કોઇ પણ યોગ્ય વર નથી; ત્યારે પછી તે અહંકારથી બળવાન કેવી રીતે થઇ શકે! એવી રીતે જ્યારે રાજા જનકે જોયું કે અહંકાર રૂપ ધનુષ કોઇથી પણ ટૂટતું નથી, ત્યારે રાજાએ સભામાં ઉભા રહીને કહ્યું કે બસ, હવે મને નિશ્ચય થઇ ગયો કે પૃથ્વી પર કોઇ પણ શૂરવીર રહ્યો નથી, અર્થાત્ અહંકારે સર્વનેજ ગ્રસી લીધેલા છે. આ પ્રકારનાં વચન સાંભળીને વિવેકરૂપ લક્ષ્મણજી ઉભા થઇ કહેવા મંડ્યા કે અરે જનક! જે સભામાં ભગવાન્ શ્રી જ્ઞાનસ્વરૂપ રામચંદ્રજી વિરાજી રહેલા છે તે સભામાં અહંકાર કેમ કરીને ઉભો રહી શકે? ભલા, સૂર્યની સમ્મુખ રાત્રિ કેવી રીતે રહી શકે? વળી પ્રથમ તો ભગવાન્ શ્રીનો દાસ જે હું વિવેકરૂપ લક્ષ્મણ છું તેજ ભગવાન્ શ્રીની આજ્ઞાનુસાર સમગ્ર બ્રહ્માંડને દડાની પેઠે ઉપાડી શકું તેમ છું, અર્થાત સત્યાસત્યનો વિચાર કરવો એજ મારૂં સ્વરૂપ છે, ત્યારે પછી અસત્ય અહંકાર મારી સન્મુખ ઉભોજ રહી કેમ શકે! બસ, હવે આપ એવું કહો નહીં કે પૃથ્વીપર કોઇપણ શૂરવીર રહ્યો નથી. તે વખતે લક્ષ્મણજીનાં એવાં વાક્યને શ્રવણ કરીને અને તેમની બાલ્યાવસ્થા જોઇને સર્વ રાજા આશ્ચર્ય યુક્ત થઇ ગયા, અને શ્રીરામચંદ્રજીએ લક્ષ્મણજીનો

હાથ પકડીને હેઠા બેસાડી દીધા, અને પછી આપે ઉભા થઇને સભાને પ્રકાશમાન્ કરી. જ્યારે જ્ઞાનસ્વરૂપ શ્રીરામચંદ્રજી ભગવાનૂનો ઉદય થયો ત્યારે અહંકારરૂપ ધનુષ આપોઆપજ છિન્ન ભિન્ન થઇ ગયું. અને શાંતિરૂપિણી સીતાજીએ શ્રીરામચંદ્રજીના ગળામાં જયમાળા પહેરાવી દીધી, તથા ઇન્દ્રિયરૂપ દેવતા પુષ્પોની વૃષ્ટિ કરવા લાગ્યા. જયજય શબ્દ થવા મંડ્યા. તે સમયે જે રાજા ધર્માત્મા અને ભકત હતા તે સર્વ શ્રીરામચંદ્રજીનાં દર્શન કરીને કૃતકૃત્ય થયા, પણ જે દુરાત્મા હતા તે સર્વ ઘુવડની પેઠે છૂપાઇ ગયા. તે સમય વિષય પ્રેમરૂપ પરશુરામજી પણ ક્રોધ કરીને આવ્યા; કેમકે તેમને એવું આશ્ચર્ય થયું કે દુષ્ટોનો નાશ કરનારૂં જે મહાદેવજીનું અહંકારરૂપ ધનુષ્ય તેનો તોડનારો કોણ પ્રકટ થઇ ગયો? એવો વિચાર કરીને ક્રોધિત થઇને પરશુરામ જનકપુરમાં આવી પહોંચ્યા. તેમને કુપિત જોઇને જનકજી સહિત સઘળા રાજા અને જનકપુરવાસી સર્વ કંપવા મંડ્યાં, ત્યારે લક્ષ્મણજીએ કહ્યું હે દેવ! શાંત થાઓ, શાંત થાઓ, શાંત થાઓ. આપનું સ્વરૂપ તો પ્રેમ છે, તેથી આપને ક્રોધ શોભા આપતો નથી. એવું સાંભળીને મુનિ વળી પણ વધારે ક્રોધિત થયા, તે સમયે શ્રીરામચંદ્રજીએ લક્ષ્મણજીને શાંત કરીને પરશુરામજીને કહ્યું કે હે દેવ! આ બાળક આપના પ્રભાવને જાણતો નથી. હું બ્રાહ્મણોથી ઘણોજ ડરૂંછું, કેમ કે બ્રાહ્મણોથી ડરનારો પુરૂષ નિર્ભયપદને પ્રાપ્ત થાય છે, વળી બ્રહ્મવિત્ ભૃગુજીના ચરણનું કરૂણારૂપી ચિન્હ મારા હૃદયમાં હજી સુધી સ્થિત છે. જે સમય શ્રીરામચંદ્રજીએ ચિન્હ દર્શાવ્યું, તે વખતે પરશુરામજીને નિશ્ચય થઇ ગયો કે આ સાક્ષાત્ વિષ્ણુનોજ અવતાર છે એમાં કાંઇ પણ સંશય નથી. એમ જાણીને સ્તુતિ કરવા મંડ્યા, કે હે શુદ્ધ સચ્ચિદાનંદ સ્વરૂપ જગદીશ્વર! મેં હવે આપને ઓળખ્યા છે કે આપ સાક્ષાત પરબ્રહ્મ છો. આપે અજ્ઞાનરૂપ રાવણાદિ રાક્ષસોના નાશને માટે પોતાના જ્ઞાનસ્વરૂપને પ્રકટ કર્યું છે. હે નાથ! આપની ત્રિગુણાત્મક માયા એવી વિચિત્ર છે કે જેણે મને પણ આપના સ્વરૂપનો બોધ થવા દીધો નહીં. હે પતિતપાવન! હું આપનોજ અંશ છું. અર્થાત જે સમયે સહસ્ત્રબાહુ આદિ દુષ્ટ ક્ષત્રી લોકોને દુઃખદાયી થયા, ત્યારે મેં તેમને નષ્ટ કરવાને માટે લાંબા વખત સુધી આપનું આરાધન કર્યું, જેથી આપે મારામાં આપની શકિતને પ્રકટ કરીને તે દુષ્ટાત્માઓનો વધ કર્યો, એવો જે હું તે આપનોજ અંશ છું. તેમનેજ આપની માયાએ એવું આવરણ કર્યું કે આપનો બોધ થવા દીધો નહીં; ત્યારે પછી અન્ય પુરૂષોની શી ગતિ છે કે જે આપની કૃપા વિના આપને જાણવાને સમર્થ થઇ શકે? હે સ્વામી! આપની માયા એવી વિલક્ષણ છે કે જે પોતાના સત્ રજ ને તમ એ ત્રણે ગુણોમાંજ જીવને ભમાવ્યા કરેછે; અને જે

પુરુષપ્રકૃતિના ગુણોમાં આસકત છે, અર્થાત્ શબ્દ ને સ્પર્શાદિ વિષયોમાંજ પ્રવૃત્ત રહેછે તે આપને જાણવાને અધિકારી નથી. હે જ્ઞાનસ્વરૂપ રઘુવંશભૂષણ! આપ જગત્‌ની ઉત્પત્તિ પાલન ને સંહાર કારણ પૂર્ણ પુરૂષ વિષ્ણુ છો. વેદો વડે કરીને ગવાએલા જે આપ તે બ્રહ્માદિ દેવતાઓને પણ દુર્લભ છો, તે હું આપની કૃપાથી આજ આપના તે સ્વરૂપને આ નેત્રોથી જોઇને કૃતકૃત્ય થયો છું. હે રઘુનાથજી! જન્મ, મૃત્યુ, વૃદ્ધિ, યુવા ને જરા આદિ વિકાર આપમાં નથી તેમજ શબ્દાદિ વિષય પણ આપમાં નથી. સત્, રજ, ને તમ એ ત્રિગુણાત્મક માયાથી પર જે આપનું શ્રેષ્ઠ સ્વરૂપ છે તેનાં દર્શન કરીને આજ મારો જન્મ સફળ થયો છે; અને મારા ચિત્તમાં જે રાગદ્વેષ હતો, ને જેથી હું વ્યાકુળ થઇ થઇને રખડતો ફરતો હતો તે પણ આપનાં દર્શનથી દૂર થઇ ગયો છે. અર્થાત્ હવે હું શાંતપદમાં સ્થિત થયોછું. હવે મારી આપ પાસે કેવળ એજ પ્રાર્થના છે કે આપના સ્વરૂપમાં મારી પ્રતિદિન પ્રીતિ વધતી જાય. હે નાથ! જે પર આપની કૃપા થાય છે તે આપનું જ સ્વરૂપ થઇ જાય છે, કેમકે આ જીવ આપનોજ અંશ છે, તે આપની શકિતરૂપ માયાથી ધન, સ્ત્રી, પુત્ર ને ઘર આદિની મમતા કરીને અનેક પ્રકારનાં દુઃખ પામે છે. પણ પછી જ્યારે આપની કૃપા થાયછે ત્યારે આપનુંજ સ્વરૂપ બ્રહ્મનિષ્ઠ ગુરૂને શરણે જઇને તેના કૃપા પ્રસાદથી આપને પ્રાપ્ત થઇ જાયછે; પરન્તુ જ્યાંસુધી મન, બુદ્ધિ, પ્રાણ, ઇન્દ્રિયો ને દેહાદિકનું અભિમાન છે ત્યાં સુધી શુભાશુભ કર્મોને કરવાનો તથા સુખ દુઃખને ભોગવવાનો ભાગી થાયછે, પણ જ્યારે દેહાભિમાનથી રહિત થાયછે ત્યારે સુખ દુઃખથી રહિત થઇને આપને જ પ્રાપ્ત થઇ જાયછે. અર્થાત્ સત્યમાં અસત્ય અને અસત્યમાં સત્ય બુદ્ધિજ દુઃખનો હેતુ છે, તે ત્યારેજ નિવૃત્ત થાયછે કે જ્યારે આપની પરા ભકિત પ્રાપ્ત થાયછે; કેમકે સંસાર બંધનથી છુટવાનું કારણ આપની અભેદ ભકિત જ છે. અને કર્માદિ અન્ય સાધન તો અવિદ્યાનું કાર્ય હોવાથી સંસાર બંધનને કાપી શકતાં નથી. જેવી રીતે અંધકાર અંધકારને દૂર કરી શકતો નથી- તેવી રીતે કર્માદિક સાધન સંસાર દુઃખને નિવૃત્ત કરી શકતાં નથી; કેમકે અજ્ઞાન થીજ કર્મ થાયછે, અને કર્મોથી અજ્ઞાન થાયછે, અહિંઆં આત્મામાં કર્મોના આરોપણને જ અજ્ઞાન કહેછે. એથી કર્માદિ અન્ય સાધન અજ્ઞાનરૂપ સંસાર દુઃખને દૂર કરી શકતાં નથી; પણ જેવી રીતે સૂર્યનો ઉદય થતાં જ અંધકાર પ્રકાશમાં જ લય થઇ જાયછે, તેવીજ રીતે જ્યારે આપની અભેદ ભકિત પ્રાપ્ત થાય છે. ત્યારે સમગ્ર દૃશ્ય આપમાંજ લીન થઇ જાયછે, કેમકે જે વસ્તુ જેથી ઉદય થાયછે તે તેમાંજ લય થાયછે. જેવી રીતે તરંગ, પરપોટા ને ફીણ ઇત્યાદિ સર્વ જળમાંથી જ ઉપજે છે અને જળમાંજ લીન થઇ જાયછે, એવી રીતે

આ સર્વ દૃશ્ય આપથીજ ઉપજેલું છે, અને આપમાંજ લીન થઇ જાયછે. વળી વિચાર દૃષ્ટિથી તો મધ્યમાં પણ કોઇ બીજી વસ્તુ નથી થઇ, કેમકે જ્યારે આદિમાં એક આપ છો અને અંતમાં પણ આપજ છો, ત્યારે પછી મધ્યમાં બીજો કોઇ પદાર્થ થયો નથી. અર્થાત ત્રણે કાળ એક જ્ઞાનસ્વરૂપ આપજ સત્ય છો. બીજું કોઇ નથી; પરન્તુ આપની એવી અદ્ભૂત લીલા છે કે આ જગતજાળ સત્ય જેવીજ પ્રતીત થાયછે. આ જગત્ જાળમાં પડ્યા પડ્યા જીવ અનેક પ્રકારે દુઃખ પામે છે. જેવી રીતે જાળમાં ફસેલી જે માછલી આમ તેમ રખડ્યા કરેછે તે તો તેમાંજ ફસાઇ ફસાઇને મહા દુઃખ પામેછે, પણ જે માછલી જાળની સર્વ આશાને ત્યજીને જાળીની ભણી ચાલી જાયછે તે જાળમાંથી નીકળીને સુખી થઇ જાયછે. કેમકે તે જાળ ચારે તરફ તો ફેલાએલી હોય છે, પરંતુ જાળીની ભણી ફેલાયેલી હોતી નથી. એવી રીતે આપની પાથરેલી જે માયારૂપી જાળ છે તેમાં પડ્યા પડ્યા જીવ અનેક પ્રકારે દુઃખને પામેછે, પરંતુ જે પુરૂષ માયીક પદાર્થોના આશ્રયને ત્યજીને કેવળ આપનેજ પ્રાપ્ત થઇ જાય છે, તેજ આ માયા જાળથી નીકળીને સુખને પ્રાપ્ત થાય છે. ભાવાર્થ આમ છે કે સંસાર સમુદ્રથી પાર થવાનો હેતુ આપનું સ્વરૂપ છે; હે રઘુનાથજી! હવે આપ પાસે મારી કેવળ આજ પ્રાર્થના છે કે આપ મને આપની અખંડ અભેદ ભક્તિનું દાન આપો, અને બીજું આપના પરમ સેવક જે જ્ઞાની છે તેનો મને સદૈવ કાળ સંગ મળ્યા કરે તેમ કરી દો. એવી રીતે સ્તુતિ કરીને પ્રેમરૂપ પરશુરામજી અતિ આનન્દને પ્રાપ્ત થયા, અને જ્ઞાનરૂપ નિજસ્વરૂપને પામીને આનન્દરૂપ વનમાં પધાર્યા. તે સમય રાજા જનક અને સીતાજી સહિત સકળ જનકપુરવાસી પરમાનંદને પ્રાપ્ત થયાં. પછી રાજા જનકે વિવાહનો દિવસ નક્કી કરીને મહારાજા શ્રીદશરથજીને પત્ર લખ્યો. તે પત્રમાં શ્રીરામચંદ્રનું ધનુષનું તોડવું, અને સીતાજીએ જયમાળા આરોપ્યાનું વાંચીને રાજા દશરથજી સહિત સઘળાં અવધપુરવાસી સ્ત્રીપુરૂષ અતિ હર્ષને પામ્યાં. પછી જીવરૂપ રાજા દશરથ વેદરૂપ વસિષ્ઠજી સહિત અતિ શોભાયમાન જાનને લઇને જનકપુરમાં પધાર્યાં, ત્યાં જનકપુરની અત્યુત્તમ સુંદરતાને જોઇને અવધપુરનિવાસી જાનૈયા પણ હર્ષને પામ્યા. પછી શ્રીરામચંદ્રજી લક્ષ્મણજી સહિત આવીને યથાયોગ્ય પ્રણામ કરીને સર્વને મળ્યા, અને મુનિવર વસિષ્ઠજીએ મુનિસુખદાયક મંગળસ્વરૂપ લગ્નનો સમય નક્કી કરીને અતિ મનોહર એક વેદી રચી; તે સમય વિદેહરૂપ રાજા જનકે વિચાર કર્યો કે આવા સુંદર રાજકુમાર અને મહારાજા શ્રીદશરથના સમાન સમ્બન્ધી મળવા અત્યંત દુર્લભ છે, એથી એમ કરવું ઉચિત છે કે મારા

[redacted]

ભાઇ કૈવલ્યરૂપ કુશધ્વજની ત્રણે પુત્રીયોને ભરત, લક્ષ્મણ, અને શત્રુઘ્નજીની સાથે હું પરણાવી દઉં. એવું વિચારીને રાજા જનકે પોતાના ભાઇ કુશધ્વજ સહિત વસિષ્ઠજી અને રાજા દશરથજીની પાસે એ વિષે પ્રાર્થના કરી. ત્યારે વસિષ્ઠજીએ તેમના વચનનો સ્વીકાર કરીને ત્રણ વેદી બીજી પણ રચી. એક વેદી પર તો જ્ઞાનસ્વરૂપ રામચંદ્રજી અને શાંતિ રૂપિણી સીતા વિરાજ્યાં હતાં. બીજી વેદી પર વિવેકરૂપ લક્ષ્મણજી ને નમ્રતા રૂપિણી ઉર્મિલા, ત્રીજી વેદી પર વૈરાગ્યરૂપ ભરતજી અને વિરતિ રૂપિણી માંડવી, તથા ચોથી વેદીપર વિચાર રૂપ શત્રુઘ્ન અને સમતા રૂપિણી શ્રુતિકીર્તિ વિરાજી રહ્યાં હતાં; અને સન્મુખ વેદરૂપ વસિષ્ઠજી આદિ સઘળા મહર્ષીઓ એક બાજુ, અને બીજી બાજુ જીવરૂપ રાજા દશરથ તથા વિદેહરૂપ રાજા જનકજી આદિ ઘણાએક મહીપાળ વિરાજ્યા હતા. તે વખતે ત્યાં આગળ સર્વ મંગળ શુકનો સફળ થવાને માટે પોતાની મેળાંએ આવીને ઉભાં રહ્યાં. તે સમયની શોભાને હું તો શું કહી શકું? પણ સરસ્વતી અને શેષ સુદ્ધાં જોઇને આશ્ચર્ય ચકિત થઇ ગયાં હતાં. એવી રીતે જ્યારે આનંદ પૂર્વક વિવાહ થઇ ચૂકયો ત્યારે રાજા દશરથ અને જનકે અમૂલ્ય રત્નોનાં દાન દીધાં, અર્થાત્ જેવી ઇચ્છાથી જે કોઇ પણ ત્યાં ગયું તેજ ઇચ્છા તેની પરિપૂર્ણ થઇ. પછી રાજા જનકે સઘળી જાનનો યથાયોગ્ય આદર સત્કાર કરીને વિદાય કરી. અને દશરથજી અતિ હર્ષિત થતા થતા અવધપુરમાં આવી પહોંચ્યા; તથા પંચકોષરૂપ અવધનિવાસી મનુષ્યોમાં પણ નિત્ય નવા આનંદ મંગળ થવા મંડયા. કેમકે જીવરૂપ દશરથ એક તરફ જુએ તો જ્ઞાન સ્વરૂપ શ્રીરામચંદ્રજી છે, અને બીજી તરફ શાંતિ રૂપિણી સીતા છે. એક તરફ વિવેકરૂપ લક્ષ્મણ અને બીજી તરફ નમ્રતા રૂપી ઉર્મિલા; એક તરફ વૈરાગ્યરૂપ ભરત અને બીજી બાજુ વિરતિ રૂપિણી માંડવી; ને એક તરફ વિચાર રૂપ શત્રુઘ્ન અને બીજી તરફ સમતા રૂપિણી શ્રુતકીર્તિ છે. એવી રીતે ચારે કુમારોની અદ્દભુત શોભાને નિરખી નિરખીને જીવરૂપ રાજા દશરથ આનંદમગ્ન રહેતા હતા. તે સમય દેવતાઓએ વિચાર કર્યો કે જ્ઞાનસ્વરૂપ શ્રીરામચંદ્રજીનો અવતાર તો અજ્ઞાનરૂપ રાવણાદિ રાક્ષસોના નાશને માટે થયો છે, ને અહિંઆં તો કાંઇક જુદીજ લીલા થવા મંડી છે.



# અયોધ્યા કાંડ.



દેવતાઓની આવી ઇચ્છાને જાણી લઇને અંતર્યામી જ્ઞાનસ્વરૂપ શ્રીરઘુનાથજીએ એવી રચના કરી કે એક દિવસ જીવરૂપ રાજા દશરથજીએ વેદરૂપ વસિષ્ઠની પાસે કહ્યું કે હે મહારાજ! આપ મારા ગુરૂ છો, એથી મને ઉચિત છે કે હું આપની આજ્ઞા વિના કાંઇપણ પ્રવૃત્તિ કરૂં નહીં, એટલા માટે આપ પાસે મારી પ્રાર્થના છે કે સુકર્મ રૂપ સુમન્ત આદિ સઘળા મંત્રી અને પંચકોશ રૂપ સર્વ અયોધ્યા નિવાસી મનુષ્યો દિનરાત જ્ઞાનસ્વરૂપ રઘુનાથજીનાં ધૈર્ય, શીલ, સંતોષ, ને દયાદિની પ્રશંસા કરે છે, એથી રામચંદ્ર રાજ્યને યોગ્ય છે. વળી બીજું આ કે તે પ્રતાપવાન્ આજ્ઞાકારી ને મોટો પુત્ર છે; અને હવે હું વૃદ્ધ પણ થઇ ગયો છું, એટલા માટે મારી આ અભિલાષા છે કે જેવી રીતે મેં રઘુનાથજીના જન્મોત્સવ ને વિવાહોત્સવનો આનંદ જોયો છે તેવી રીતે રાજ્યાભિષેકનો ઉત્સવ પણ હું મારી સમ્મુખજ કરૂં, અને તેની શોભા જોઇને હું પ્રસન્ન થાઉં; માટે એ સંબંધમાં આપની મારા પ્રતિ શી આજ્ઞા છે? તે સાંભળી વેદરૂપ વસિષ્ઠજીએ કહ્યું કે હે રાજન્! જ્ઞાનસ્વરૂપ રામચંદ્રજી રાજ્યને યોગ્ય છે, માટે એ કામ કરવામાં કાંઇપણ વિલમ્બ કરવો ઉચિત નથી. વળી બીજું શરીરાદિ સકળ પદાર્થ પરપોટાની પેઠે નાશવાન્ છે, તેથી પછી કોણ જાણે આ આનંદ જોવાને મળે કે ન પણ મળે. માટે ઉતાવળ કરવી યોગ્ય છે, એવી રીતે જ્યારે રાજાએ વસિષ્ઠજીની સમ્મતિ જોઇ ત્યારે અતિ હર્ષની સાથે તેમણે વસિષ્ઠજીને કહ્યું કે મહારાજ! હવે આપ રઘુનાથજીની આગળ આમ કહી આવવા કૃપા કરો કે કાલ આપને રાજ્યાભિષેક થવાનો છે. એવું સાંભળીને વેદરૂપ વસિષ્ઠજી શબ્દરૂપ રથપર આરૂઢ થઇને જ્ઞાનસ્વરૂપ શ્રીરામચંદ્રજીના ભવને પધાર્યા. ત્યાં શ્રીરઘુનાથજીના ભવનની આગળ આવેલા ત્રણ દરવાજા સુધી તો વેદરૂપ વસિષ્ઠજી શબ્દરૂપ રથપર આરૂઢ થઇને ગયા, પરંતુ આગળ રથ ચાલી શક્યો નહીં. ત્યારે શબ્દરૂપ રથને પડતો મૂકીને પોતે એકલાજ ગયા. અર્થાત્ શ્રીરામચંદ્રજીના સ્થાનકને ચાર કોટ છે. એક કર્મ, બીજો ઉપાસના, ત્રીજો વૃત્તિરૂપ જ્ઞાન. આ ત્રણ કોટના સ્થાનક સુધી તો વેદરૂપ વસિષ્ઠજી શબ્દરૂપ રથપર આરૂઢ થઇને ગયા, પરંતુ રઘુનાથજીનું જે વાસ્તવિક સ્વરૂપ છે તે રૂપી જે ચોથો કોટ છે ત્યાં શબ્દરૂપ રથ પહોંચી શક્યો નહીં. કેમકે તે સ્વરૂપ મન વાણીનો અવિષય ને અનુભવગમ્ય છે. એથી શબ્દદ્વારા ત્યાં કોઇપણ પહોંચી શકતું નથી. અર્થાત્ વેદ, કર્મ ઉપાસના અને જ્ઞાન આ ત્રણનુંજ કથન કરેછે, પરન્તુ શ્રીરઘુનાથના સ્વરૂપને તો વેદ પણ

કહી શકતા નથી. તે સ્વરૂપની પ્રાપ્તિ ત્યારે થાયછે કે જ્યારે તેજ રઘુનાથજીની કૃપાથી તે સ્વરૂપને જાણનારા બ્રહ્મનિષ્ઠ ગુરૂની પ્રાપ્તિ થાય. કેમકે તે પદાર્થ અનુભવગમ્ય છે, બુદ્ધિનો પણ વિષય નથી. તેથી વેદરૂપ વસિષ્ઠજી રથપર આરૂઢ થઇને ગયા નહીં, પણ પગપાળા ચાલીને જ પહોંચી ગયા. તે સમય વસિષ્ઠજીને આવતા જોઇને જ્ઞાનસ્વરૂપ રઘુનાથજી સામા લેવા પધાર્યા, અને પ્રણામ કરીને અંદર લઈ જઇને અતિ ઉત્તમ સિંહાસન પર બેસાડીને શાંતિ રૂપિણી સીતાજી સહિત તેમનું પૂજન સેવન કરીને તેમના ચરણોદકને શિરપર ધારણ કરીને કહ્યું કે હે નાથ! આપના ચરણામૃતનો સ્પર્શ કરીને આજ હું કૃતાર્થ થયો છું. એવું સાંભળીને વસિષ્ઠજી હસીને બોલ્યા હે રઘુનાથજી! હું આપને જાણું છું કે આપ સાક્ષાત્ શુદ્ધ સચ્ચિદાનંદ સ્વરૂપ અંતર્યામી છો. આપે અજ્ઞાનરૂપ રાવણાદિ રાક્ષસોના નાશને માટે પોતાના જ્ઞાનસ્વરૂપને પ્રકટ કર્યું છે, તેથી હવે આપ એવી માયા મારા પર નાખો નહીં, કે હું તમારૂં ચરણોદક લઇને કૃતાર્થ થયો છું. હે રઘુનાથ! હું આપને જાણું છું. હે પતિત પાવન! આપનું ચરણોદક જે તીર્થ તેનો સ્પર્શ કરીને મારા પિતા જે બ્રહ્માજી તે પાપોને દૂર કરે છે. છતાં પણ આપ એવું કેમ કહો છો કે હું આપના ચરણના જળનો સ્પર્શ કરીને કૃતાર્થ થયો છું? હે રઘુકુળભૂષણ! હું આપના સ્વરૂપને જાણુંછું, અને આપના કારણથીજ આ પૌરોહિત્યના નિષિદ્ધ કર્મને ધારણ કર્યું છે. અર્થાત્ એક સમય બ્રહ્માજીએ મને કહ્યું કે તમને ઇક્ષ્વાકુ કુળનું પુરોહિતપણું મેં આપ્યું છે. ત્યારે મેં કહ્યું કે મહારાજ! પૌરોહિત્ય કર્મને શ્રુતિ સ્મૃતિમાં મહા નિષિદ્ધ કહેલું છે, ત્યારે હું તેનો અંગીકાર કેમ કરી શકું? બ્રહ્માજી બોલ્યા કે તે કુળમાં નારાયણ રામ નામ ધારણ કરીને અવતાર લેશે, ત્યારે તમે ગુરૂભાવથી તેની સમીપ રહેશો. એટલા માટે હું તમને આમ આજ્ઞા આપું છું. એવું સાંભળીને મેં તેનો અંગીકાર કર્યો, અને મારૂં ઘણુંજ ધન્ય ભાગ્ય સમઝયો કે હું ગુરૂ થઇને જ્ઞાન સ્વરૂપ શ્રીરઘુનાથજીના સંગમાં રહીશ. હે રામચંદ્રજી! તે પૌરોહિત્ય કર્મના ફળરૂપ મને આજ એવું પરમ સુખ પ્રાપ્ત થયું છે કે જેને કથન કરવાની વાણીમાં શક્તિ નથી. હે ભાનુકુલભૂષણ! હું આપને સારી રીતે જાણું છું, પરંતુ આ રહસ્ય પરમ ગોપ્ય છે તેથી કોઇને સંભળાવવા યોગ્ય નથી. હે રઘુનાથ! હું આપના રાજ્યાભિષેકના શુભ સમાચાર લાવ્યો છઉં; અર્થાત્ કાલ આપને રાજ્યાભિષેક થશે. આ શુભ સમાચાર સાંભળીને મને પુરોહિત જાણીને કાંઇ દક્ષિણા દેવી હોય તો એવી દક્ષિણા આપો કે આપની વિશ્વમોહિની જે માયા છે તે મને આવરણ ન કરે. કેમકે તે માયા એવી વિચિત્ર છે કે જેણે બ્રહ્માદિ દેવતાઓને પણ મોહને પમાડી દીધા છે, પણ

તે આપને અધીન છે. તેથી આપ એવી કૃપા કરો કે તે માયા મને અડચણ ઉપજાવી શકે નહીં; હે રઘુનાથજી ! હું આપના સ્વરૂપને આપની કૃપાથીજ જાણું છું. મારાથી આપ કેવી રીતે છૂપાવી શકશો ! પણ આપ જે આમ કહોછો કે હું આપના ચરણોદકને લઇને કૃતાર્થ થયોછું, તે તો લોકોપદેશાર્થ આપનો વિલાસ છે. વળી આપને તે માયા આસકત કરી શકતી નથી, કેમકે તે આપને આશ્રય છે. જેવી રીતે અગ્નિની દાહશકિત અગ્નિનો દાહ કરી શકતી નથી, તેવીજ રીતે આપની માયા આપને આવરણ કરી શકતી નથી, આપ સર્વથી જૂદા શ્રેષ્ઠ શુધ્ધ સ્વરૂપ છો, પરંતુ આપે જે મનુષ્ય લીલા કરીછે તેથી અમારે પણ એ પ્રમાણેજ કરવું યોગ્ય છે. હે રઘુનાથજી ! હવે આપ રાજ્યાભિષેકને માટે વ્રત કરજો, અર્થાત્ આજ રાત્રે મહામાયા સીતાજી સહીત બ્રહ્મચર્ય પૂર્વક કુશાસન પર પૃથ્વી ઉપર શયન કરજો, અને પ્રાતઃકાળે રાજા દશરથજીની પાસે પધારજો. એવી રીતે કહીને વસિષ્ઠજી રાજા દશરથજીની પાસે જઇને રાજ્યાભિષેકને વાસ્તે પ્રાતઃકાળની આજ્ઞા આપીને સંધ્યોપાસનાદિ કર્મ કરવાને માટે ચાલ્યા ગયા. પછી જીવરૂપ દશરથજીએ સર્વ મંત્રિયોમાં શ્રેષ્ઠ સુકર્મરૂપ સુમંતને સામગ્રી એકઠી કરવાની આજ્ઞા આપી, અને પોતે રાણીવાસમાં પધાર્યા. જ્યારે પ્રવૃત્તિરૂપ કેકયીએ સાંભળ્યું કે રઘુનાથજીને કાલ રાજ્યાભિષેક થશે ત્યારે તે મંદમતિ અતિ શોકને પ્રાપ્ત થઇ, અને શૃંગારનાં સર્વ વસ્ત્રાભૂષણ ઉતારી નાખીને મલીન વસ્ત્ર ધારણ કરીને અરમણીય મંદિરમાં જઇને સ્થિત થઈ; કેમકે જ્ઞાનસ્વરૂપ શ્રીરામચંદ્રજી તે પ્રવૃત્તિરૂપ કેકયીના વિલાસ માત્ર હેતુ વડે કરીને અજ્ઞાન રૂપ રાવણાદિ રાક્ષસોના વધને માટે વનમા જવા ઇચ્છે છે. જ્યારે રાજા દશરથજીએ કેકયીને પૂછ્યું કે તું શા કારણથી ઉદાસ છો ! આજ તો મોટા આનંદનો દિવસ છે; કેમકે કાલ રઘુનાથજીને રાજ્યાભિષેક થશે. તેં આનંદને સમયે શોક કેમ ધારણ કર્યોછે ! તેનો હેતુ તો કહે ! તારી જે કાંઇ ઇચ્છા હશે તે હું પૂરી કરીશ. મને રઘુનાથજીના સોગન્દ છે. હું તારા સંકલ્પને અવશ્યજ પૂર્ણ કરીશ, એમાં કાંઇપણ સંદેહ નથી. તું કારણ તો કહે ! હે પ્રાણપ્યારી ! હું તારા આ દુઃખિત રૂપને દેખીને રઘુનાથજીના રાજ્યાભિષેકના આનન્દરૂપ જહાજમાંથી પડી જઇને શોકના સમુદ્રમાં ગોથાં ખાવા મંડયો છું. તું શીઘ્રજ મારી રક્ષા કર. અર્થાત્ શોકનું કારણ કહે. ત્યારે કેકયીએ પોતાના બળેલા મુખથી એવા કષ્ટરૂપ શબ્દ કહાડ્યા કે જેથી રાજા દશરથજીની પ્રસન્નતા રૂપી લતા દગ્ધ થઈ ગઇ, અર્થાત્ દુષ્ટાએ કહ્યું કે મહારાજા ! જ્યારે આપે રઘુનાથજીના સોગન્દ ખાધા છે, ત્યારે મને નિશ્ચય છે કે આપ મારી ઇચ્છાને પૂર્ણ કરશો. તે ઇચ્છા આમ છે કે જે સમય દેવતા અને દૈત્યોનું યુદ્ધ થયું હતું ત્યારે આપ મને પણ સાથે લઇને

દેવતાઓની સહાયતા કરવા પધાર્યા હતા. જ્યારે યુધ્ધમાં આપના રથના પૈડાનો ખીલો નીકળી ગયો હતો ત્યારે તે છિદ્રમાં મેં મારો હાથ નાખીને પૈડાને નીકળી જતું અટકાવ્યું હતું, પરંતુ તે આપના જાણવામાં નહોતું. જ્યારે આપ રાક્ષસોનો નાશ કરી ચૂકયા ત્યારે આપે જોયું અને મને કહ્યું કે હે ભદ્રે ! તેં આ વખતે મારી ઘણીજ રક્ષા કરીછે, હું તારા ઉપર બહુજ પ્રસન્ન છું, જે તારી ઇચ્છા હોય તે માગીલે. હું સર્વ કાંઇ દેવાને સમર્થ છું. જ્યારે આપે એવી પ્રતિજ્ઞા કરી ત્યારે મેં કહ્યું હે સ્વામિન્ ! મને બે વર આપો, અને તે આપનીજ પાસે જમા રાખો, જ્યારે મારી ઇચ્છા થશે ત્યારે હું માગી લઈશ. એવું સાંભળીને આપે તે વાત સ્વીકારી લીધી. તો હવે આપ તે સમયને યાદ કરો. તે બંને વર હું આજ આપ પાસેથી લેવા ઇચ્છું છું., માટે આપને તે અવશ્ય આપવા પડશે. તેમાં એક તો આ છે કે જ્ઞાનસ્વરૂપ રામચંદ્રજીને ચૌદ વર્ષનો વનવાસ આપો, કેમકે જ્યાં સુધી આપ હું પ્રવૃત્તિરૂપ કેકયીમાં આસકત છો ત્યાં સુધી આપને જ્ઞાન શોભા આપશે નહીં. આ કારણથી આપ જ્ઞાનસ્વરૂપ રામચંદ્રજીને ત્યાગ કરીને વૈરાગ્યરૂપ ભરતજીને રાજય આપો. અર્થાત્ જ્યાં સુધી આપ પ્રથમ વૈરાગ્યાદિ સાધનસમ્પન્ન થશો નહીં ત્યાં સુધી જ્ઞાનના અધિકારી થઇ શકશો નહીં. એવા મહા ભયંકર શબ્દને સાંભળીને અને પોતાની પ્રતિજ્ઞાને વિચારીને રાજા દુઃખના સમુદ્રમાં ગોથાં ખાવા મંડ્યા, અને આ તરફ રામચંદ્રજીના જાણવામાં પણ આવી ગયું કે મને વનમાં જવાની રાજાએ આજ્ઞા આપીછે. તે આજ્ઞાને પરમ પ્રિય જાણીને અતિ હર્ષથી રાણીવાસમાં આવ્યા અને લક્ષ્મણજીને કહ્યું કે હે ભ્રાતા ! હું તો મહારાજા શ્રીદશરથજીની આજ્ઞાનુસાર વનમાં જાઉંછું, તું પછવાડે મહારાજા શ્રીદશરથજીની અને સર્વ માતાઓની સેવા કરજે. આ પ્રકારનાં આશ્ચર્યયુકત વચનને શ્રવણ કરીને વિવેકરૂપ લક્ષ્મણજી ગભરાઇને બોલ્યા, કે હે પ્રભો ! આનું શું કારણ છે તે બહુ ઉતાવળે કહો કે આ વાર્તા સત્યછે કે મારી પરીક્ષાને માટે કહેવામાં આવી છે ? ત્યારે શ્રીરામચંદ્રજીએ કહ્યું કે આ વાર્તા સત્યછે. મહારાજાશ્રી દશરથજીએ મહારાણી કેકયીને બે વરદાન આપ્યાંછે. કે રાજ્ય તો ભરતજીને મળે અને રામચંદ્ર મુનિનો વેષ ધારણ કરીને ચૌદ વર્ષ સુધી દંડક વનમાં રહે. તે આ વાકયને મહારાજાશ્રીએ તો મને પોતાના શ્રીમુખથી કહ્યાં નથી, પરંતુ મને આમજ કરવું યોગ્ય છે કે હું બહુજ ઉતાવળે તેનું પાલન કરૂં. કેમકે જેથી મહારાજાશ્રીની પ્રતિજ્ઞા સત્ય થાય. કેમકે જે પુત્ર પિતાની આજ્ઞા થયા વિનાજ તેમને ગમતું કાર્ય કરેછે તે ઉત્તમ પુત્ર કહેવાય છે. ને કહ્યા છતાં પણ નથી કરતા તે અધમ કહેવાય છે. તેથી મને ઉચિત છે કે મહારાજાશ્રીને કહેવું જ ન પડે, ને હું આપો આપજ વનમાં ગમન કરૂં. એવી

વાત સાંભળીને વિવેકરૂપ લક્ષ્મણજી અતિ ક્રોધવંત થઇને બોલ્યા હે નાથ! આ પ્રવૃત્તિનો પ્રભાવ છે, પરંતુ આપ આપના ચિત્તમાં કાંઇપણ ચિંતા કરો નહીં. હું સર્વ જોઇ લઇશ. અર્થાત્ જે થોડી પણ સામગ્રી આપના રાજ્યાભિષેકને વાસ્તે એકઠી થઇ છે તેથી આપને તો આજ જ રાજ્યાભિષેક થશે; અને જો કોઇપણ પુરૂષ ભરતજીની સહાયતા કરવા આવશે તો તેને હું ભરતજી સહિત મારી નાખીશ. આ મારી સત્ય પ્રતિજ્ઞા છે, એમાં કાંઇપણ સંદેહ નથી. અને રાજાની બુધ્ધિ તો કોણ જાણે ક્યાં ચાલી ગઇ છે, કે જે શુરવીર થઇને તુચ્છ જેવી દુષ્ટા સ્ત્રીમાં આસકત છે. કોણ જાણે શું થવાનું છે? અને એમાં કાંઈ વિલક્ષણતા પણ નથી, કેમકે કુસંગનો પ્રભાવ એવોજ હોયછે. એવી વાત સાંભળીને મર્યાદા પુરૂષોત્તમ જ્ઞાનસ્વરૂપ શ્રીરામચંદ્રજીએ કહ્યું. અરે ભાઈ! મુંગો રહે. એવું બોલ નહીં, કેમકે મહારાજાશ્રી તો મારા ઇષ્ટ દેવ છે, હે ભાઇ! ગુરૂ અને માતાપિતાની જે કાંઇપણ પ્રવૃત્તિ હોય છે તે સર્વ શિષ્ય અને પુત્રની કલ્યાણ કારકજ હોય છે. તેથી મને તે વન પણ બ્રહ્મલોકની સમાનજ છે. પણ જે પુરૂષ ગુરૂ અને માતાપિતાને દોષ દે છે તે બ્રહ્મહત્યારો છે. એટલા માટે ચિત્તમાં કાંઇપણ સંકલ્પ કરજ નહીં; નહી તો મોટો અનર્થજ થશે. હે રઘુવંશિયોમાં શાર્દૂલ! હું તારા પ્રભાવને જાણુંછું કે તું સર્વ શકિતમાન્ છો અને મારો હિતકર્તા છો. પરંતુ આ સમય તારે ક્રોધ કરવાનો નથી; વળી બીજું જો આ પદાર્થ સત્ય હોય તો તારૂં ક્રોધ કરવાનું કાર્ય પણ સફળ થાય, પણ આ સર્વ તો પ્રપંચ છે. જેવી રીતે મેઘમંડળમાં વિજળી ક્ષણ વારમાં પ્રતીત થઇને વિલાઇ જાયછે, તેવીજ રીતે ધન બળ ને આયુષ્ય સર્વ ક્ષણભંગુર છે. તથા જેવી રીતે જળને કિનારે અનેકાનેક પશુપક્ષી જળ પીવાને માટે આવે છે અને પાણી પી પીને પોતાને માર્ગે પડે છે તેવી રીતે સ્ત્રી, પુત્ર, ભાઇ, મિત્ર ને દેહ આ સર્વનો સમ્બન્ધ છે. જ્યારે આ સર્વ સ્થિર નથી, ત્યારે પછી તારે ક્રોધ કરવો નિષ્ફળ છે. હે નાગેશ! જુઓ, કેવો આશ્ચર્યનો વિષય છે કે સર્પના મુખમાં પકડાએલો જે દેડકો તે મચ્છરને ખાવા ઇચ્છે છે, પરંતુ પોતાની નિકટ ઉભેલું જે મૃત્યુ તેને જોતો નથી. એવી રીતે કાળરૂપ સર્પના મુખમાં પકડાયેલો પુરૂષરૂપ દેડકો ભોગોને ભોગવવા ઇચ્છે છે, અને પોતાના મૃત્યુનો વિચાર કરતો નથી. પોતાની મૂર્ખાઇથી ભોગોને માટે અનેક શુભાશુભ કર્મ કરીને જન્મ મરણરૂપી ફોડામાં ફસાઈ જાયછે. અને વિચાર કરતો નથી કે હું કોણ છું? અને મારૂં શું કર્તવ્ય છે? કિન્તુ વાસનાના ચક્રમાંજ રેંટમાળની પેઠે ફર્યા કરેછે; વળી જે સ્ત્રી પુત્રાદિકોને માટે અનર્થ કરેછે તેનો સમ્બન્ધ તો એવો છે કે જેવી રીતે નદીના પ્રવાહમાં તણખલાં વહ્યાં જતાં હોય તે કદી પરસ્પરમાં મળી જાયછે, અને કદી જૂદાં પડી જાયછે, તેમજ આ લક્ષ્મી

પણ છાયાની જેવી ચંચળછે. સ્થિર રહેતી નથી. ત્યારે પછી તેને માટે યત્ન કરવો એ મહા મૂર્ખતા છે. અને આ બાલ્યાવસ્થા, યુવાવસ્થા, ને વૃદ્ધાવસ્થા એ સર્વ પણ જળના તરંગની સમાન લય થઇ જનારાં છે. તથા આ શરીર મળ મૂત્રનું મહાન્ અપવિત્ર પાત્ર છે, કે જેમાં પુરૂષ આત્મબુદ્ધિ કરીને અનેક પ્રકારે દુઃખ ભોગવેછે. વાસ્તવમાં તો આ દેહનો અને આપણે કાંઇપણ સમ્બન્ધ નથી. કેમકે આત્મા ચૈતન્ય છે, અને દેહ જડ છે. આત્મા નિત્ય છે, અને દેહ અનિત્ય છે. આત્મા સુખરૂપ છે, અને દેહ દુઃખ રૂપ છે. એવી રીતે આત્માનો અને દેહનો કાંઇપણ સંબંધ નથી. કિન્તુ તમ-પ્રકાશની પેઠે પરસ્પરમાં વિપરીત સ્વભાવવાળા છે; હે લક્ષ્મણ ! તું તો સત્યાસત્ય વસ્તુનો વિવેક છે, ત્યારે પછી અસત્ય રાજ્યને વાસ્તે ભરતાદિકને શત્રુ સમઝીને તેને મારીને મિથ્યા રાજ્યને ગ્રહણ કરવા ઇચ્છે છે ! અને પિતાની સત્ય પ્રતિજ્ઞાનો ત્યાગ કરેછે ! એ વિચાર તારે કદાપિ કરવા યોગ્ય નથી. વળી જો તનેજ મિથ્યા પદાર્થોમાં એવી અસકિત રહેશે તો પછી કોઈ પુરૂષ સત્યાસત્ય વસ્તુના વિવેકરૂપ તને લક્ષ્મણને પ્રાપ્ત કરીને કેવી રીતે લાભ મેળવી શકશે ? માટે બસ, હવે તું ક્રોધને શાંત કર; અને મને વનમાં જવાની અનુમતિ આપ. વળી બીજું મને તારી આ લીલા જોઇને ઘણુંજ હસવું આવેછે કે જે તારો શત્રુ ક્રોધ મારવા યોગ્ય છે તે તો તારા માથા પર ચડી ગયો છે; હે ભાઇ ! આ કામ, ક્રોધ, લોભ, મોહ ને અહંકાર આ પાંચે શત્રુ વધ કરવા યોગ્ય છે, માટે તેને અવશ્યજ મારવા જોઇએ. તેથી હવે ક્રોધ શાંત કરીને મને શીઘ્રજ વન જવાનું કહે, કે જેથી મહારાજાશ્રી પોતાની પ્રતિજ્ઞાને પડતી મૂકે નહીં. એવી રીતે જ્ઞાન સ્વરૂપ શ્રીરઘુનાથજીનાં વચનો સાંભળીને વિવેકરૂપ લક્ષ્મણજી શ્રીરઘુનાથજીનાં ચરણોમાં ઢળી પડ્યા, અને ભગવાન્‌શ્રીએ પણ તેમને ઉપાડીને છાતી સાથે ચાંપી દીધા. પછી સાવધાન થઇને લક્ષ્મણજીએ કહ્યું હે જગદીશ્વર સચ્ચિદાનંદ ! મને જે ભ્રમ થયો હતો તે તો આપશ્રીનાં ચરણોની કૃપાથી દૂર થઇ ગયો છે, પરંતુ હું દીનની પ્રાર્થના સ્વીકારીને મને આપની સાથેજ લઇ લો, નહીં તો આપના વિયોગથી મારો વિનાશ થઇ જશે. હે નાથ ! મારી માતા ભકિતરૂપિણી સુમિત્રા આપને પ્રાણોથી પણ અધિક જાણેછે, તે આ વાત સાંભળતાં જ પ્રાણ ત્યજીને વૈકુંઠ વાસ કરશે. હે સ્વામી ! પછી તે આપને કયાં જોશે ? હે નાથ ! બીજું ગમે તેમ થાય પરંતુ આપ મને સાથેજ લઇ લો. હે પ્રભો ! હું તો આપનો સેવક છું, મને ત્યજશો નહીં. કેમકે હું વિવેકરૂપ લક્ષ્મણ તો આપના પધારવા પહેલાંજ અંતઃકરણની શુધ્ધિને માટે પ્રાપ્ત થાઉંછું. ત્યારપછી આપ જ્ઞાનસ્વરૂપ શ્રીરામચંદ્રજીનો ઉદય થાયછે. એથી હું દાસને ચરણોમાંજ રાખો. ત્યાર પછી શ્રીરામચંદ્રજીએ સીતાજીને કહ્યું કે તમે

મહારાજાશ્રી અને માતુશ્રીની આજ્ઞાનુસાર રહેજો. અને તેમની સેવા કરજો. મને મહારાજાશ્રીની વન જવાની આજ્ઞા થઈ છે. સીતાજીએ કહ્યું હે ઇશ્વર ! જેવી રીતે સૂર્યથી પ્રકાશ, ચૈતન્યથી ચેતનતા, ને મેંદાથી રતાશ પૃથક્ થઇ શકતાં નથી તેવી રીતે હું પણ આપથી ભિન્ન રહી શકું તેમ નથી. કેમકે જ્યાં જ્ઞાન છે ત્યાંજ શાંતિ છે, અને જ્યાં શાંતિ છે ત્યાંજ જ્ઞાન છે. પછી વારૂ મારો ત્યાગ આપ કેવી રીતે કરી શકશો ? એવી રીતે કહેતાં કહેતાં પ્રેમમાં મગ્ન થઇને સીતાજી પૃથ્વીની ભણી જોવા મંડ્યાં; તે વખતે અંતર્યામી ભકતવત્સલ જ્ઞાનસ્વરૂપ શ્રીરામચંદ્રજીએ કહ્યું સારૂં. તમે બંને માતાપિતાની આજ્ઞા લઇને ભલે મારી સાથે ચાલો. મને એમાં કાંઇપણ અડચણ નથી. જ્યારે લક્ષ્મણે પોતાની માતા સુમિત્રાજીને શ્રીરામચંદ્રજીની સાથે પોતે વનમાં જવાની પ્રાર્થના કરી ત્યારે સુમિત્રાજીએ કહ્યું હે વિવેકરૂપ પુત્ર લક્ષ્મણ ! તારાં મોટાં ભાગ્ય છે કે જ્ઞાનસ્વરૂપ રઘુનાથજીમાં તારો પ્રેમ છે. અને તેથી હું તારા ઉપર અત્યંત પ્રસન્ન છું. તું જા, તારા પિતારૂપ તો શ્રીરામચંદ્રજી છે, અને માતા સીતાજી છે એવું જાણીને વનમાં તેમની સારી રીતે સેવા કરજે. જ્યારે જ્ઞાનસ્વરૂપ શ્રીરામચંદ્રજી, વિવેકરૂપ લક્ષ્મણ અને શાંતિરૂપિણી સીતાજી સહિત નિવૃત્તિરૂપિણી કૌશલ્યાદિ સર્વ માતાઓ અને પિતાજીને પ્રણામ કરીને વનમાં જવાને માટે તત્પર થયાં ત્યારે જીવરૂપ દશરથના મંત્રીવર સુકર્મરૂપ સુમંત અખંડ ધ્યાનરૂપ રથપર આરૂઢ કરીને જ્ઞાનસ્વરૂપ ભગવાનશ્રીને નિર્ભયરૂપ વનમાં મૂકવા ચાલ્યા. તે સમય પંચકોશરૂપ અવધપુરીમાં હાહાકાર થઇ ગયો કે શ્રીરામચંદ્રજી વનમાં સિધાર્યા, આગળ ચાલતાં બ્રહ્મવિદ્યારૂપ શ્રીગંગાજીને કિનારે આવી પહોંચ્યા. ત્યાં એક જીજ્ઞાસારૂપ કેવટ રહેતો હતો, તે જ્ઞાનસ્વરૂપ શ્રીરામચંદ્રજીને દૂરથી જોઇનેજ દોડ્યો, અને ગદગદ થઇને ચરણોમાં પડી ગયો. તે એટલો તો આનંદમગ્ન થઇ ગયો કે તન મનની શુદ્ધિજ ભૂલી ગયો. તે વખતે શ્રીરામચંદ્રજીએ તેને ઉપાડીને ગળે વળગાડી લીધો. તે પછી કેવટ કહેવા લાગ્યો કે હે નાથ ! મારી નૌકા ઘણીજ શ્રેષ્ઠ અને નવીન છે, આપ તેમાં વિરાજો, હું આપને સામે પાર પહોંચાડવા આવીશ. એમ બોલતો બોલતો શ્રીરામચંદ્રજીને ઘાટપર પધરાવી લાવ્યો અને પોતાનાં કુટુમ્બિયોને પણ બોલાવીને શ્રીરામચંદ્રજીનાં પાવન દર્શનથી પવિત્ર કરી લીધાં, જ્યારે શ્રીરામચંદ્રજીને વૃક્ષની નીચે કુશાસનપર શાંતિરૂપિણી સીતાજી સહિત રાતે શયન કરતાં જોયાં ત્યારે તે કેવટ મોહને પામી દુઃખના સમુદ્રમાં ગળકાં ખાવા મંડ્યો. તે વખતે દીનબંધુ અંતર્યામી જ્ઞાનસ્વરૂપ શ્રીરામચંદ્રજીએ વિવેકરૂપ લક્ષ્મણજીને આજ્ઞા આપી કે તમે આને મારા વાસ્તવિક સ્વરૂપનું ભાન કરાવો. તેથી વિવેકરૂપ લક્ષ્મણજી કહેવા મંડ્યા કે હે જીજ્ઞાસારૂપ કેવટ ! તારાં મોટાં ભાગ્ય છે કે જ્ઞાન

સ્વરૂપ શ્રીરામચંદ્રજીમાં તારી પ્રીતિ છે. કેમકે આ જીજ્ઞાસારૂપ મનુષ્ય શરીરને પામવાનું આજ ફળ છે કે જ્ઞાનસ્વરૂપ શ્રીરામચંદ્રજીની પ્રાપ્તિ કરવી, અને તે મનુષ્યશરીરમાં જ થાયછે. અન્ય શરીરમાં થતી નથી. કેમકે દેવતાઓનાં શરીર તો અધિક પુણ્ય અને ન્યૂન પાપ વડે કરીને રચેલાં છે. ને પુણ્યનું ફળ જે ઐશ્વર્યની પ્રાપ્તિ થવી, તે તો તેમને પ્રત્યક્ષજ છે. અને પાપનું ફળ આ છે કે અનુકૂળમાં રાગ, ને પ્રતિકૂળમાં દ્વેષ થાયછે, ને તે રાગદ્વેષ જ દુઃખનું કારણ છે. જ્યાંસુધી રાગદ્વેષ દૂર થતા નથી ત્યાં સુધી સુખ પણ થતું નથી. એવી રીતે અધિક પુણ્ય અને ન્યૂન પાપ વડે કરીને દેવતાઓનાં શરીર રચાયેલાં હોવાથી જેમ તે વિશેષ સુખ ને ન્યૂન દુઃખનાં ભોકતા થાયછે, તેવી રીતે અધિક પાપ અને થોડા પુણ્યવડે કરીને રચિત તિર્યગયોનિ અને પશુપક્ષિયોનાં શરીર છે, કેમકે વિશેષ પાપનું ફળ જે દુઃખ તે તો તેમને પ્રત્યક્ષજ છે, અને થોડા પુણ્યનું ફળ જે સુખ તે પણ તેમને મૈથુનાદિકથી થાયછે. એટલા માટે દેવતા અને પશુપક્ષિયોનાં શરીર તો પુણ્ય પાપનાં ફળ જે સુખ દુઃખ તેના ભોગનાં જ સ્થાન છે; પરંતુ સુખ દુઃખથી છૂટીને પરમ સુખરૂપ શ્રીરઘુવંશચૂડામણિની પ્રાપ્તિની ઇચ્છા અર્થાત્ જીજ્ઞાસા મનુષ્ય શરીરમાંજ થાય છે, અન્ય શરીરોમાં થતી નથી. કેમકે અન્ય શરીરોમાં તો જીવ સુખ દુઃખના ભોગવવામાંજ આસકત રહેછે પણ બીજાં કર્મો કરવાની સ્વતંત્રતા કેવળ મનુષ્ય શરીરમાંજ છે, બીજા શરીરોમાં હોતી નથી. આ કારણથી મનુષ્ય શરીરને જીજ્ઞાસારૂપ જ કહેલું છે. જેવી રીતે વિહિત નિષિધ્ધરૂપ કર્મ ધર્મ અધર્મનો હેતુ હોવાથી વિહિત નિષિધ્ધ રૂપ કર્મને પણ ધર્મ અધર્મ કહેછે. અર્થાત સુખનો હેતુ વિહિત કર્મ અને દુઃખનો હેતુ નિષિદ્ધ કર્મ છે, અને હેતુ ( કારણ ) કાર્યના અવ્યવહિત પૂર્વ કાળમાં હોયછે. અવ્યવહિત નામ અંતર રહિતનું છે. જેવી રીતે ઘટનાં સમીપ વર્તી દંડ ચક્રાદિકજ ઘટનાં કારણ છે, પણ દૂર દેશમાં સ્થિત જે દંડ ચક્રાદિક છે તે ઘટનો હેતુ નથી. એથી આમ સિદ્ધ થયું કે કારણ, કાર્યના અવ્યવહિત પૂર્વ કાળમાં હોયછે. હવે વિહિત નિષિદ્ધ કર્મ તો અનુષ્ઠાન ક્રિયાની પછી રહેતું નથી, અને સુખ દુઃખની પ્રાપ્તિ કાળાંતરમાં થાય છે. એથી આમ નથી કે વિહિત નિષિધ્ધ કર્મ સુખ દુઃખનો હેતુ નથી, કિન્તુ તેજ વિહિત નિષિદ્ધ કર્મધર્મ અધર્મરૂપ થઇને અંતઃકરણમાં સ્થિત રહેછે, અને અંતઃકરણ જન્મ જન્માંતરોમાં એકજ રહે છે, એથી વિહિતકર્મ કરનારાને ધર્માત્મા, અને નિષિદ્ધ કર્મ કરનારા લોકોમાં અધર્માત્મા કહેવાયછે. જેવી રીતે વિહિત નિષિદ્ધ કર્મથી ધર્મ અધર્મ થાયછે, તેથી વિહિત નિષિદ્ધ કર્મ તે પણ ધર્મ અધર્મ કહેવાયછે. એવી રીતે મનુષ્ય શરીરમાં જીજ્ઞાસા હોવાથી મનુષ્ય શરીરને પણ જીજ્ઞાસારૂપજ કહેવાયછે.

આત્મતત્ત્વને જાણવાની ઇચ્છાનું નામ જિજ્ઞાસારૂપ છે, તે જિજ્ઞાસારૂપ મનુષ્ય શરીરને પામીને જે જ્ઞાન સમ્પાદન કરતો નથી અને વિષયોમાંજ આસકત રહેછે તે પામરછે; અને પામર પુરૂષને તો ત્રણે કાળમાં સુખ થતુંજ નથી, કેમકે તે તો વિષયરૂપી અગ્નિ વડે કરીને જ સદૈવ દગ્ધ થતો રહેછે. પરંતુ તમે તો મોટા ભાગ્યશાળી છો કે તમને જિજ્ઞાસારૂપ મનુષ્ય શરીરને પામવાનું ફળ જ્ઞાનસ્વરૂપ શ્રીરામચંદ્રજીની સાક્ષાત્ પ્રાપ્તિ થઇ છે. અને ભગવાન્‌શ્રીની દયા પણ તમારા પર પૂર્ણ છે. એટલા માટે તમે જ્ઞાનમાંજ તમારી નિષ્ઠા દૃઢ કરો. કેમકે જ્ઞાનમાં દૃઢતા એજ પરમાનન્દનો હેતુ છે, અર્થાત્ પરમાનન્દરૂપ અમૃતનું પાન કરો. જેવી રીતે આ દૃઢ નિશ્ચય થઇ રહ્યો છે કે હું મનુષ્ય છું, હું બ્રાહ્મણ છું, હું શુદ્ધ છું, ને આ નિશ્ચય કોઇના ચળાવવાથી પણ ચળતો નથી, એવી રીતે જ્યારે આવું જ્ઞાન પૂર્ણ દૃઢ થઇ જાય છે કે જે કાંઇ પણ દૃશ્યાદૃશ્ય છે, તે સર્વ રામ રુપજ છે, બીજું કાંઇ થયું નથી. એવા જે જ્ઞાનસ્વરૂપ શ્રીરામચંદ્રજી તે મારો આત્મા છે. આવા દૃઢ નિશ્ચય અપરોક્ષ જ્ઞાનવાનને પરમ સુખની પ્રાપ્તિ થાય છે, અને તેનેજ જીવન્મુક્ત કહે છે; અર્થાત્ હવે તમે નિશ્ચય તો જ્ઞાન સ્વરૂપ શ્રીરામચંદ્રમાં રાખો, અને યથોચિત વ્યવહારમાં પણ નિર્મળ થઇને વર્તતા રહો. એવી રીતે કહીને વિવેક રૂપ લક્ષ્મણજી જ્યારે બોલતા બંધ થયા ત્યારે જીજ્ઞાસારુપ ભીલ ગદ્ગદ્ ભાવને પ્રાપ્ત થઇને ભગવાન્‌શ્રીના ચરણોમાં ઢળી પડયો, અને જ્ઞાનસ્વરૂપ શ્રીરામચંદ્રજી પણ તેને સંતુષ્ટ કરીને વિવેક રૂપ લક્ષ્મણજી અને શાંતિ રૂપિની સીતાજીની સાથે ચાલવા મંડયા. તે વખતે અતિ શોભાયમાન નૌકા શ્રીરામચંદ્રજીની સેવામાં તે કેવટે હાજર કરી. જ્યારે જ્ઞાનસ્વરૂપ શ્રીરામચંદ્ર નૌકા પર ચડવા મંડયા ત્યારે તે ભીલ કહેવા મંડયો કે હે સ્વામી! હું જ્યાં સુધી આપનાં ચરણોને ધોઇ લઇશ નહી ત્યાં સુધી આપને નૌકામાં બેસવા દઇશ નહી. અને જો કદાચિત આપ બેસી પણ જશો તો હું સામે પાર પહોંચાડીશ નહી. કેમકે અગાઉ એક પત્થરની શિલા આપનાં ચરણોની રજના સ્પર્શથી આકાશમાં ઉડી ગઇ, આ વાર્તા જગત્‌માં પ્રસિદ્ધ છે. એવી રીતે જો મારી નૌકા પણ ઉડી જાય તો હું શાથી મારો ઘરવ્યવહાર ચલાવું? એવી રીતે પ્રેમથી ભીંજાએલાં કેવટનાં વચનો સાંભળીને કરૂણાના સમુદ્ર શ્રીરામચંદ્રજી હસીને કહેવા મંડ્યા કે સારૂં, જેમ તમારી ઇચ્છા હોય તેમ કરો. પછી તે ભીલે પોતાની કથરોટમાં શ્રીરામચંદ્રજી લક્ષ્મણજી ને સીતાજી સહિત સર્વનાં ચરણ ધોઇને તે ચરણામૃતને પીધું, અને પોતાના સમ્બન્ધિયોને પણ પાઇને કૃતાર્થ કર્યા. પછી તે જિજ્ઞાસારૂપ ભીલે ધારણારૂપ નૌકામાં બેસાડીને જ્ઞાનસ્વરૂપ શ્રીરામચંદ્રજીને બ્રહ્મવિદ્યારૂપ ગંગાજીની પાર ઉતારી દીધા. તે સમયે શ્રીરામચંદ્રજી પ્રસન્ન

થયા, અને ભીલને કાંઇક ઉતરામણી દેવાની ઇચ્છા કરી, ત્યારે સીતાજી સ્વામીની ઇચ્છા જાણીને એક મુદ્રિકા (વીંટી) કહાડીને આપવા મંડ્યા. તે જોઇ કેવટ લાજને પ્રાપ્ત થઇને ગદ્‌ગદ્‌ થઇને શ્રીરામચંદ્રજીનાં ચરણોમાં પડી ગયો, અને કહ્યું હે નાથ! આજ મેં આપનાં ચરણોની કૃપાથી શું નથી મેળવ્યું ! અર્થાત્ પામવા યોગ્ય જે પદાર્થ છે તે મને સ્વાભાવિકજ મળી ગયા છે, વારૂ આથી અધિક બીજું શું હશે કે આપના જે સ્વરૂપને જોવાને માટે સંત લોકો લાખો ને કરોડો વર્ષો સુધી યોગ, જપ, ને તપ કર્યા કરેછે તે સ્વરૂપને હું આજ આ નેત્રોથી જોઇ રહ્યો છું! મારા ભાગ્યને ધન્યછે. એમ કહીને તે ફરી શ્રીરામચંદ્રજીનાં ચરણોમાં સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરવા મંડયો, અને શ્રીરામચંદ્રજીએ પણ તેને ઉપાડીને છાતી સાથે ચાંપીને કહ્યું કે હું તારા ઉપર બહુજ પ્રસન્ન છું, કેમકે તેં મને [1]પાર ઉતારી દીધો છે. એવી રીતે કહીને જ્ઞાન સ્વરુપ શ્રીરામચંદ્રજી ઉપરામ રુપ ભરદ્વાજજીના સ્થાન પર આવી પહોંચ્યા, કે જે લાંબા વખતથી જ્ઞાન સ્વરૂપ શ્રીરામચંદ્રજીનાં દર્શનની ઇચ્છાથી તપ કરી રહ્યા હતા; તે રામચંદ્રજીને દુરથી આવતા જોઇને પ્રસન્ન થઇને સામે લેવા આવ્યા. જ્યારે રામચંદ્રજીએ પ્રણામ કર્યા ત્યારે મુનિએ પ્રેમ પૂર્વક તેમને ગળે વળગાડી દીધા, અને આસન પર લઇ જઇને પૂજન સેવન કરીને કહેવા મંડયા કે હે નાથ! આજ આપનાં દર્શનથી મારો યોગ જપ ને તપ સર્વ સફળ થઇ ગયાં, એવી વાત સાંભળીને જ્ઞાન સ્વરુપ શ્રીરામચંદ્રજી કહેવા મંડયા કે હે મુને! જે પુરુષ તમ ઉપરામરૂપ ભરદ્વાજનો આશ્રય લેશે નહીં, અર્થાત્ સ્વધર્માનુસાર ચેષ્ટા કરશે નહીં, તે પુરૂષ હું જ્ઞાનસ્વરૂપ રામચંદ્રને કદાપિ પ્રાપ્ત થઇ શકશે નહીં. તે આશ્રય કરવા યોગ્ય સ્વધર્મ આ છે કે કોઇને દુઃખ ન દઇને અન્ન સંપાદન કરવું, અને અન્નનો અંગીકાર પ્રાણ રક્ષાને માટે કરવો, પણ જિંહ્વાના સ્વાદને માટે નહીં. અને પ્રાણરક્ષા તત્ત્વજ્ઞાનને માટે કરવી, વિષય ભોગને માટે નહીં. અને તત્વજ્ઞાન પોતાના કલ્યાણને માટે મેળવવું, લોકમાં પ્રતિષ્ટા મેળવવાને માટે નહીં. જે પુરુષ આવી રીતે સ્વધર્માનુસાર ચેષ્ટા કરે છે તે મનુષ બહુજ શીઘ્ર મને પ્રાપ્ત થઇ જાય છે. અને જે પુરુષ પોતાના કલ્યાણને માટે તત્વજ્ઞાન સંપાદન કરતો નથી, તત્વજ્ઞાનને માટે પ્રાણ રક્ષા કરતો નથી, પ્રાણરક્ષાને માટે અન્ન સંપાદન કરતો નથી, અને અન્ન ગ્રહણ સ્વધર્માનુસાર કરતો નથી, અર્થાત્ જે પુરૂષ કોઇને

1 ભલા, આ ભીલના ભાગ્યની મોટાઇ કયો પુરૂષ કહી શકે તેમ છે કે સંસાર સમુદ્રથી પાર ઉતારનારા ભક્તવત્સલ જ્ઞાનસ્વરૂપ જે શ્રીરામચંદ્રજી ભગવાન્ તે પોતાના મુખથી જેને આમ કહે છે કે તેં અમને પાર ઉતાર્યા. એવી દયાળુતાને જોઇને ચુપજ થઇ જવું પડે છે. ને કાંઇ કહેવું સાંભળવું શેષ રહેતું નથી.

દુઃખ દઇને ઇન્દ્રિયોના સ્વાદને માટે અન્નાદિકનો સંગ્રહ કરે છે તે પુરૂષ કેવળ વિષય રૂપ વિષનું ભોજન કરે છે. અને તે હું જ્ઞાનસ્વરુપ રામચંદ્રને કદી પ્રાપ્ત થઇ શકતો નથી. એવી જાતનાં જ્ઞાનસ્વરુપ શ્રીરામચંદ્રજીનાં પરમ પ્રિય વાકયને શ્રવણ કરીને ઉપરામરુપ ભરદ્વાજજીએ પ્રેમભક્તિથી શ્રીરઘુનાથજીનું પૂજન સેવન કર્યું, અને આનંદમગ્ન બની ગયા. એવી રીતે આનંદથી વિલાસ કરત કરતાં ત્યાં રાત્રી વ્યતીત કરીને પ્રાતઃકાળ થયા પછી ત્રિવેણીજીમાં સ્નાન કર્યું. અર્થાત્ જેવી રીતે તીર્થરાજમાં યમુના અને સરસ્વતી શ્રીગંગાજીમાં લય થઇ જાય છે, ને પછી આગળ કેવળ ગંગાજીની એક ધારાનો સ્વતંત્ર પ્રવાહ ચાલે છે. એવી રીતે યોગી લોકો ઇડા અને પીંગળાનો સુષુમ્ણામાં લય કરીને નિરંતર સુષુમ્ણાનો પ્રવાહજ ચલાવે છે. તે ત્રિવેણીમાં સ્નાન કરીને જ્ઞાનસ્વરુપ શ્રીરામચંદ્રજી, વિવેકરુપ લક્ષ્મણ, અને શાંતિ રુપિણી સીતાજી સહિત ત્યાં જઇ પહોંચ્યા કે જ્યાં ભગવાનશ્રીના દર્શનાભિલાષી દમ રૂપ વાલ્મિકજી વીરાજતા હતા. વાલ્મિકજીએ આશ્રમપર લઈ જઇને પરમ આદર પૂર્વક ભગવાનશ્રીને પધરાવ્યા, તેમજ તે શ્રીરામચંદ્રજીએ પણ મુનિવરને પ્રણામ કર્યા. તે વેળાએ વાલ્મિકજીએ કહ્યું કે હે જગદીશ્વર! આજ આપે મારો જન્મ સફળ કરી દીધો, કેમકે જેવી રીતે દીપક ઘટાદિ સઘળા પદાર્થોનો પ્રકાશ કરે છે પણ ઘટાદિ પદાર્થ દીપકનો પ્રકાશ કરી શકતા નથી, એવી રીતે આપ સર્વના દષ્ટા છો, અને આપને કોઈ પણ જાણી શકતું નથી. તે જે મન વાણીનો અવિષય આપનું સ્વરુપ છે, તે સ્વરૂપનાં આજ મને નેત્રોથી દર્શન થયાં, એથી હું કૃતકૃત્ય થઇ ગયો છું. એવી રીતે સ્તુતિ કરતાં કરતાં દમરૂપ વાલ્મિકજીએ જ્ઞાનસ્વરૂપ શ્રીરઘુનાથજીનું પ્રેમ ભક્તિથી પૂજન સેવન કરીને આશ્રમમાં સ્થિતિ કરાવી. તે વખતે વિવેકરૂપ લક્ષ્મણજીએ તરતજ ઋષિના દીધેલા કુશાસનને શ્રીરામચંદ્રજીને વાસ્તે એક વૃક્ષ તળે બિછાવી દીધું. તે પર શ્રીરઘુનંદન સ્વામી સીતાજી સહિત વિરાજતા હવા, અને ઋષિયોને સત્સંગરૂપ અમૃત પાઇને તૃપ્ત કરતા હવા. તે વખતે સર્વ ઋષિ લોકો પોતાના જપ તપનું ફળ શ્રીરઘુનાથજીનાં દર્શનને સમઝીને કૃતકૃત્ય થતા હવા. અને પ્રણામ કરીને પોત પોતાને આસને ગયા, અને જ્ઞાનસ્વરુપ શ્રીરામચંદ્રજી પણ શાંતિ રૂપિણી સીતાજી સહિત ત્યાં આનંદ પૂર્વક રાત્રિએ નિવાસ કરતા હવા. અર્થાત્ જેવી રીતે પ્રથમ મણિ જડિત્ર સુવર્ણના મંદિરમાં ઉત્તમ શય્યા પર આનંદ પૂર્વક શયન કરતા હતા તેવી રીતે હવે કુશાસન પર વૃક્ષને તળે શયન કરે છે, અને વિવેકરૂપ લક્ષ્મણજી ધનુષ બાણ હાથમાં લઇને શ્રીરઘુનાથજીની રક્ષા માટે ભગવાનશ્રીની પરિક્રમા કરી રહેલા છે. તે સમયે તે ઋષિયોમાંથી એક ઋષિ બોલ્યા કે હાય હાય! પથ્થર પડે તે કેકયીની બુદ્ધિ પર કે જેણે આવા સુંદર બાળકોને વનમાં જવાનું

વરદાન રાજા પાસેથી માગ્યું, અને તે રાજાની બુદ્ધિ પણ કેવી ભ્રષ્ટ થઈ કે જેણે એક તુચ્છ જેવી દુષ્ટા સ્ત્રીના કહેવાથી આવા પુત્રોને વનગમનની આજ્ઞા આપી. અમે તો જાણતા હતા કે રાજા દશરથ ઘણાજ ધર્માત્મા છે, પરંતુ આમાં તો તેમની બુદ્ધિ એવી નષ્ટ થઈ કે કાંઇ પણ વિચાર કર્યો નહીં. બીજા મુનિ બોલ્યા કે સંતો! આ કામદેવની ગતિ ઘણીજ વિલક્ષણ છે, જુઓ આ રાજાની ભોગો ભોગવતાં ભોગવતાં વૃદ્ધાવસ્થા આવી ગઇ તો પણ હજી પ્રમાદનો ત્યાગ કર્યો નહીં, ત્યારે પછી અન્ય પુરૂષોની શી ગતિ છે કે જ્યાં ધર્માત્માઓનાજ એવા હાલ છે? ત્રીજા મુનિ બોલ્યા કે હું તો આવા અધર્મી રાજાના રાજ્યનો આજથીજ પરિત્યાગ કરૂં છું, કેમકે તેણે પોતાની મૂર્ખાઇથી સ્ત્રીની અપ્રસન્નતાનો સ્વીકાર તો કર્યો નહીં, અને આવા આજ્ઞાકારી ધર્માત્મા પુત્રના ત્યાગનો સ્વીકાર કર્યો. આ સર્વ અવિદ્યાનો મહિમા છે, તેથી મૂર્ખ રાજાના રાજ્યમાં રહેવું પણ યોગ્ય નથી. ચોથા મૂનિ બોલ્યા કે વિચાર કરીને જોવામાં આવે તો આમાં કોઇનો પણ દોષ નથી, કેમકે પ્રારબ્ધની ગતિ ઘણીજ વિચિત્ર છે. અર્થાત્ જે કોઇ પુરૂષ શુભ કર્મ કરે છે તેને શુભ કર્મોનું ફળ સુખ અવશ્યજ ભોગવવું પડે છે, અને જે અશુભ કર્મ કરે છે તેને અશુભ કર્મનું ફળ દુઃખ પણ અવશ્ય ભોગવવું પડે છે. કેમકે કર્મ રુપી બીજથી બે અંકુર ઉત્પન્ન થાય છે, એક તો વાસનારૂપ અને બીજો અદષ્ટરૂપ. અદષ્ટ નામ ધર્મ અધર્મનું છે, તેમાંથી વાસના વડે કરીને તો શુભાશુભ કર્મોમાં પ્રવૃત્તિ થાય છે, અર્થાત્ શુભ વાસનાથી તો શુભ કર્મોમાં પ્રવૃત્તિ થાય છે, અને અશુભ ભાવનાથી અશુભ કર્મોમાં પ્રવૃત્તિ થાય છે. અને ધર્મ અધર્મ વડે કરીને સુખ દુઃખ થાય છે. તેમાંથી વાસનારૂપ અંકુરનું ફળ તો ન્યૂનાધિક પણ થઇ જાય છે, પરંતુ ધર્મ અધર્મનું ફળ જે સુખ દુઃખ છે, તે કદાપિ ઘટતું વધતું થતું નથી; અર્થાત્ શુભ વાસનાથી જે પુરૂષ શુભ કર્મોમાં પ્રવૃત્ત થાય છે તે દુર્જનોના સંગથી શ્રેષ્ઠ માર્ગથી ખસીને નઠારાં કર્મ કરવા મંડી જાય છે, અને જે પુરૂષ અશુભ વાસનાથી નઠારાં કર્મ કરતો હોય છે, તે કદાચિત્ સત્પુરૂષના સમાજમાં આવતો જતો થઈ જાય તો સત્સંગના પ્રભાવથી નઠારાં કર્મો કરતો અટકી જઇને સંતજ થઈ જાય છે. એટલા માટે દુર્જનોના સંગનો ત્યાગ અને મહત્પુરૂષોના સંગનું ગ્રહણ પરમ સુખ દાયક છે. એવી રીતે વાસનારૂપ જે સુક્ષ્મ શરીરનું પ્રારબ્ધ છે, તેના તો વધ ઘટ પણ થઇ શકે છે; પરંતુ ધર્મ અધર્મ રુપ સ્થૂલ શરીરના પ્રારબ્ધનું ફળ જે સુખ દુઃખ છે તે ભોગવ્યા વિના કદાપિ નિવૃત્ત થતું નથી. જ્યારે શુભ કર્મનો ઉદય થાય છે ત્યારે સુખ અને જ્યારે અશુભ કર્મનો ઉદય થાય છે ત્યારે દુઃખ થાય છે. એવી રીતે ચક્ર ચાલતુંજ રહે છે, પણ જ્યારે જ્ઞાનરુપ અગ્નિ વડે કરીને કપુરવત્ કર્મોનો નાશ

થઇ જાય છે, ત્યારે પુરૂષ વિદેહ કૈવલ્ય રુપ મોક્ષને પ્રાપ્ત થઇ જાય છે. ફક્ત આટલું તો અવશ્ય છે કે અજ્ઞાની તેમાં આસક્ત થઇ જાય છે તેથી તેને મહા દુખ ભોગવવું પડે છે. અને જ્ઞાનવાન આસક્ત થતો નથી તેથી તે પોતાના આનંદરુપ આત્મામાંજ મગ્ન રહે છે, જેવા કે જ્ઞાનસ્વરુપ ભગવાન્ શ્રીરઘુનાથજી તમારા સન્મુખ સુશોભિત છે. પાંચમા મુનિ બોલ્યા કે ભલા, જુઓ રઘુનાથજીને તો વનવાસ કેકયીએ આ હેતુથી આપ્યો કે રાજ્ય ભરતજીને મળે, પરંતુ સીતાજીએ તેનો શો અપરાધ કર્યો હતો કે જે રાજકુમારી મણિજડિત્ર સુવર્ણનાં મંદિરોમાં રહેનારી તે ઉઘાડે પગે કાંટામાં વિચરશે. રાજાએ ઘણોજ મોટો અનર્થ કર્યો કે સૂર્યના સમાન છે પ્રકાશ જેનો તેવા પરમ પ્યારા રઘુનાથજીને વનમાં જવાની આજ્ઞા આપી. એવી રીતે કહી કહીને જે મુનિજન જ્ઞાન સ્વરૂપ શ્રીરઘુનાથજીને જાણતા ન હોતા તે દુ:ખી થતા હતા, પણ જે દમરૂપ વાલ્મિકાદિ ઋષિયોને શ્રીરઘુનાથજીનું વાસ્તવિક સ્વરૂપ જ્ઞાત હતું તે સર્વ સંતુષ્ટ થયા છતા શ્રીરામચંદ્રજીનાં ચરણોને, સ્પર્શ કરીને આનંદિત થઇ રહ્યા હતા. પરન્તુ તે ઋષિયોનાં કાંઇક વચનો, મુનિવર વાલ્મિકજીને પણ શ્રવણગોચર થયાં, તેથી વાલ્મિકજીએ શ્રીરઘુનાથજીનું ચરિત્ર વર્ણન કરવાના હેતુથી તે સર્વ મુનિયોને સમીપ બોલાવીને કહ્યું કે જુઓ, તેમના સ્વરૂપમાં તમે સુખ દુ:ખની કાંઇ પણ કલ્પના કરો નહીં. એમને હું જાણું છું. ચિત્તને સાવધાન કરીને સાંભળો. જે સર્વના આદિ કારણ ભગવાન્ વિષ્ણુ લોકનું પણ પાલન કરનારા જ્ઞાનસ્વરૂપ સાંભળવામાં આવે છે, તેજ આ રઘુનાથજી છે. અને જે મહામાયા લક્ષ્મી સાંભળવામાં આવે છે તે જ આ શાંતિ રૂપિણી જાનકીજી છે. તથા આ જે તેમના નાનાભાઇ લક્ષ્મણજી છે તે આજ જ્ઞાન સ્વરૂપ રઘુનાથજીના અંશ વિવેક રૂપ છે. વળી રઘુનાથજીનું વાસ્તવ સ્વરૂપ શુદ્ધ છે, પરન્તુ લોકોપકારાર્થે તેઓશ્રી આ સર્વ ચેષ્ટા કરે છે. હવે તેનું કારણ પણ સાંભળો. આ જે મહામાયા જનકનંદિની આદિ શકિત છે તે રઘુનાથજીને આશ્રયે અભિન્નરૂપે સ્થિત છે. જેવી રીતે અગ્નિમાં દાહશકિત અનિર્વચનીય છે, તેવી રીતે રઘુનાથજીમાં સીતાજી છે. અર્થાત્ છે પણ ખરાં, અને નથી પણ ખરાં. કેમકે જો કહેવામાં આવે કે અગ્નિમાં દાહશકિત છે તો કાષ્ટગત અગ્નિ દાહ કેમ કરતી નથી ? જો કહેવામાં આવે કે અગ્નિમાં દાહ-શકિત નથી તો સ્પર્શથી દાહ કેમ થાય છે ? એથી તે અનિર્વચનીય છે. એવી રીતે સીતાજી રઘુનાથજીમાં અનિર્વચનીય છે. કેમકે જો કહેવામાં આવે કે ચૈતન્યને આશ્રયે માયા નથી, તો માયાનું કાર્ય સંસાર પ્રત્યક્ષ જોવામાં આવે છે તે કહેવું બનશે નહી, અને માયા ઉપાદાન કારણનાં ન હોવાથી કેવળ ચૈતન્ય નિમિત્ત કારણથી સંસારની રચના બનતી નથી; તેમજ જો કહેવામાં આવે કે

ચૈતન્યમાં માયા છે તો ચૈતન્ય અને જડ માયાનો સંબંધ બની શકતો નથી. એથી વેદનો સિદ્ધાંત છે કે જગતનું અભિન્ન નિમિત્તોપાદાન કારણ ચૈતન્ય છે. જેવી રીતે કરોળીયો જાળાનું ઉપાદાન કારણ થુંક પણ પોતે જ થઇ જાય છે, અને નિમિત્ત કારણ તો પોતે છેજ; એવી રીતે કેવળ એક ચૈતન્ય આત્માજ જગતનું અભિન્ન નિમિત્તોપાદાન કારણ છે, કે જે અંશમાં સીતાજી રઘુનાથજીમાં નથી, અર્થાત્ બન્ને એક રઘુનાથજી રૂપજ છે, બીજું કાંઇ નથી. તે અંશમાં તો કથન શ્રવણના વ્યવહારનો પ્રવેશ જ નથી, પણ જ્યાં વ્યવહાર છે ત્યાં આ જ સીતાજી અનાદિ શક્તિ સત્વ, રજ ને તમ એ ત્રણ ગુણ રૂપે રઘુનંદનના આશ્રયે અભિન્ન રૂપે સ્થિત છે, અને તેજ શુદ્ધ સ્વરૂપ રઘુનાથજી સીતાજીના રજોગુણ અંશ વડે કરીને બ્રહ્મા થઇને સંસારને ઉત્પન્ન કરે છે, અને સત્વગુણ વડે કરીને વિષ્ણુ થઇને પાલન કરે છે, અને તમો ગુણ વડે કરીને રૂદ્ર થઇને સંહાર કરે છ. પરંતુ તે આ લીલામાં મોહિત થતા નથી; એવી રીતે રઘુનાથજી આપોઆપ દૃશ્ય થઇને માયા વડે સર્વ પ્રવૃત્તિ કરે છે, અને સંસારનું પાલન પણ એવી રીતે દયાળુતાથી કરે છે તે વાતને પણ સાંભળો. આ જ રઘુનાથજીએ પૂર્વ કાળમાં મત્સ્યરૂપ ધારણ કરીને પોતાના ભક્ત વૈવસ્વત મનુની રક્ષા કરી, અર્થાત્ પ્રલય કાળમાં વૈવસ્વત મનુને પ્રજા સહિત નાવમાં બેસાડીને મત્સ્યરૂપે રક્ષા કરી; વળી અગાઉ સમુદ્રમંથન કરતી વખતે મન્દરાચળ પર્વત પાતાળમાં ચાલ્યો જતો હતો તે વખતે રઘુનાથજીએ કૂર્મરૂપ ધારણ કરીને તેને પીડપર રાખ્યો, અને સમુદ્ર મથવામાં આવ્યો. અને જ્યારે પ્રલય કાળના જળમાં પૃથ્વી રસાતળ જતી રહી ત્યારે રઘુનાથજીએ વરાહ રૂપે પૃથ્વીને પોતાના દાંતની અણીપર ધારણ કરી. વળી આ જ રામચંદ્રે નરસિંહરૂપ ધારણ કરીને સર્વને દુઃખદાયક હિરણ્યકશ્યપને નષ્ટ કર્યો, અને પોતાના ભક્ત પ્રહ્લાદની રક્ષા કરી. એટલુંજ નહી પણ દૈત્ય કુલોદ્ભવ પ્રહ્લાદને દેવતાઓથી પણ અધિક પદ પર પહોંચાડી દીધો. અર્થાત્ નિર્વાસનિક પદમાં સ્થાપી દીધો. વળી જ્યારે પોતાના પુત્ર ઇન્દ્રનું રાજ્ય બલીને છીનવી લેતાં જોયો ત્યારે અદિતિએ રઘુનંદનની પાસે પ્રાર્થના કરી. તે કારણથી તેમણે વામનરૂપ ધારણ કરીને રાજા બલી પાસે ભિક્ષા સુદ્ધાં માગી. એવા ભક્તવત્સલે તેની પાસેથી પૃથ્વી લઇને ઈંદ્રને આપી. અને સહસ્ત્રબાહુ આદિ દુષ્ટ ક્ષત્રિયો લોકોને જ્યારે દુઃખદાયી થયા, ત્યારે આ જ રામચંદ્રે ભૃગુવર પરશુરામજીમાં પોતાની શક્તિને પ્રકટ કરીને દુષ્ટોનો વધ કર્યો. અને પછી પોતાની તે શક્તિને પોતાનામાંજ ખેંચી લીધી. અને હવે અજ્ઞાનરૂપ રાવણાદિ રાક્ષસોનો નાશ કરવાના હેતુથી જીવરૂપ દશરથના ઘરમાં પ્રકટ થઇને આ જ્ઞાનસ્વરૂપ રઘુનાથજી તમારા સન્મુખ આનંદ પૂર્વક શયન કરી રહેલા છે. આવા

જે કૃપાના સમુદ્ર શ્રીરામચંદ્રજી અને મહામાયા જનકનંદિની છે એને તમે મનુષ્ય જાણીને કહો છે કે એને કાંટા લાગશે એ શું કહેવાય? તેમના તો નામ માત્રથીજ કંટક પણ પુષ્પ થઇ જાય છે, તો તમે તમારા ભાગ્યની પ્રશંસા કરતા છતા રઘુનન્દનનું ધ્યાન ધરો. તમારાં મોટાં ભાગ્ય છે જેથી તમને અનાયાસેજ તેમનાં દર્શન થઇ ગયાં છે, કેમકે જેનું બ્રહ્માદિ દેવતા પણ ધ્યાન ધરે છે, છતાં તેમનાં ધ્યાનમાં જે મુશ્કેલીથી આવે છે તે તમારા સન્મુખ એક વૃક્ષની તળે કુશાસનપર શાંતિ રૂપિણી સીતાજી સહિત વિરાજમાન્ છે. હુ તેમને સારી રીતે જાણું છું, પરન્તુ આ રહસ્ય પરમ ગોપ્ય છે, કોઇને કહેવા યોગ્ય નથી. વળી તમારા લોકોના ચિત્તમાં જે આવો સંકલ્પ છે કે રાજા દશરથે કેકયીના કહેવાથી રઘુનાથજીને વન ગમનની આજ્ઞા આપી; તો આ સંકલ્પ પણ તમારો યોગ્ય નથી. કેમકે પૂર્વમાં રાજા દશરથ કશ્યપ હતા, અને કૌશલ્યા અદિતિ હતાં. તે બંનેએ અતિ ઘણું તપ કરીને નારાયણની પાસે આમ વર માગ્યો હતો કે આપ અમારા પુત્ર રૂપે પ્રકટ થાઓ. તે વખતે ભગવાને કહ્યું હતું કે એમજ થશે. તેજ કશ્યપ હવે જીવરૂપ દશરથ થયા છે, અને અદિતિ નિવૃત્તિરૂપ કૌશલ્યા થયેલ છે, અને નારાયણ જ્ઞાનસ્વરૂપ રામચંદ્ર થયા છે. તથા યોગમાયા શાન્તિ રૂપિણી જાનકીજી થયાં છે. તથા આ જ જ્ઞાન સ્વરૂપ રઘુનાથજીનું જ એક અંગ વિવેકરૂપ લક્ષ્મણજી છે કે જે આ વખતે નિદ્રા આળસનો ત્યાગ કરીને રઘુનાથજીન સેવામાં ચો દિશામાં ધનુષ બાણ લઇને ફરી રહેલા છે. વળી આ રઘુનાથજીના નામનો એવો પ્રભાવ છે કે જે નામનો ઉલટો જપ કરવાથી અર્થાત્ રામ રામનું મરા મરા કહેતાં કહેતાં હું મહાહિંસક અધમ પણ બ્રહ્મઋષિ થઈ ગયો છું. ત્યારે પછી તેમનું સીધું શુદ્ધ નામ જપનારને અર્થાત્ રામ રામ કહેનારા પુરૂષને કોણ જાણે શું પદવી પ્રાપ્ત થશે? આ કહેવાનો ભાવ આવો છે કે અવશ્ય અલ્પ કાળમાંજ એમ વર્તનારો મનુષ્ય જીવન્મુકત થઇ જશે. આ મારૂં વચન સત્યજ છે, એમાં કિંચિત્ પણ સંદેહ નથી. એટલા માટે તમ લોકોને પણ ઉચિત છે કે આ જ્ઞાનસ્વરૂપ શ્રીરઘુનાથજીને પ્રાણોના પણ પ્રાણ જાણીને તેમનું ધ્યાન ધરે। અને વ્યવહારમાં રાજાના પુત્ર જાણીને તેજ ભાવે વરતો કે જે ભાવથી આ વખતે રઘુનાથજી વર્તી રહ્યા છે. વળી આજે હુંથી તેમનું પરમ સુખદાયક ગુપ્ત ચરિત્ર તમારા પ્રતિ કહેવાયું છે તે કોઇ આગળ કહેવા યોગ્ય નથી, કેમકે તેમને મનુષ્ય રૂપથી હજી અનેક લીલા કરવી છે. તે સર્વ તમે દેખશોજ. પછી મારે કહેવાની શી આવશ્યકતા છે? એવી રીતનાં દમ રૂપ વાલ્મીકજીનાં પરમપ્રિય વાકયને શ્રવણ કરીને સઘળા મુનિયોની શ્રીરામચંદ્રજીમાં પરમાત્મ દ્રષ્ટિ થઇ ગઇ. અને મનમાં ને મનમાં સૌએ તેઓશ્રીનું પૂજન સેવન કર્યું એટલે પ્રાતઃકાળ

પણ થઇ ગયો. તેથી સર્વ ઋષિ મુનિયો શૌચ સ્નાનાદિ ક્રિયા કરવા માટે ગયા. અને શ્રીરામચંદ્રજીએ પણ નિત્ય કર્મથી નિશ્ચિંત્ત થઇને આશ્રમમાં આવીને સકળ મુનિવૃંદને પ્રણામ કર્યા, અને પછી વાલ્મિકજીને કહ્યું કે હે સ્વામિન્! આ સમય મારા રક્ષક આપજ છો, બીજું કોઇ નથી. આવાં વચન શ્રવણ કરી વાલ્મિકજીએ શ્રીરઘુનાથજીને છાતી સાથે ચાંપ્યા અને પરમાનંદમાં મગ્ન થઇ ગયા. તે વખતે શ્રીરામચંદ્રજી કહેવા મંડયા કે હે મુને! હવે આપ મને એવું સ્થાન બતાવો કે જ્યાં આગળ મારા રહેવાથી કોઇ પણ ઋષિમુનિ દુઃખ પામે નહી. કેમકે જે પુરૂષથી ઋષિ મુનિ દુઃખ પામતા હોય તે પુરૂષ મડદાથી પણ મડદું છે. એથી અત્યંત નિર્વિઘ્ન સ્થાન મને બતાવો કે જ્યાં હું આપની સમીપ વાસ કરૂં. મુનિવર વાલ્મીકજીએ કહ્યું કે જ્યાં આપ ન હો ત્યાં રહો, અર્થાત્ આપ તો સર્વત્ર વ્યાપક છો. પછી હું આપને કયું સ્થાન બતાવું ? પરન્તુ હા, આપે જે પ્રશ્ન કર્યા છે તેનો કાંઇક ઉત્તર અવશ્ય આપવોજ ઉચિત છે. હે પતીતપાવન! અહિંથી થોડાજ અંતર પર એક ચિત્રકૂટ નામનું સ્થાન છે, ત્યાં આગળ આપ નિવાસ કરો. અર્થાત્ કૂટ નામ લોઢાની એરણનું છે, અને ચિત્ર નામ સ્વરૂપનું છે. જેવી રીતે લોઢાની એરણ ઉપર ધાતુનાં અનેક પાત્ર ઘડાઇ ઘડાઇને ચાલ્યાં જાય છે, પણ એરણ જેમની તેમ કાયમ રહે છે, એવી રીતે અનેક વ્યવહાર જે પુરૂષ વડે કરીને સિદ્ધ થાય છે, છતાં તે પુરૂષ પોતાના સ્વરૂપથી ચલાયમાન થતો નથી તે પુરૂષનું નામ ચિત્રકૂટ છે. અર્થાત્ કૂટ એટલે એરણની પેઠે ચિત્ર નામ સ્વરૂપ છે જેનું તે પુરૂષનું નામ ચિત્રકૂટ છે. હે જ્ઞાનસ્વરૂપ રઘુનાથજી! તે પુરૂષ રૂપ ચિત્રકૂટમાં આપ નિવાસ કરો. આ પ્રકારનાં મુનિનાં વાકય સાંભળીને જ્ઞાનસ્વરૂપ શ્રીરામચંદ્રજી વિવેકરૂપ લક્ષ્મણ અને શાંતિ રુપિણી સીતાજી સહિત ચિત્રકૂટમાં નિવાસ કરતા હવા. અને અહીં જે સમય સુકર્મરુપ સુમન્ત જ્ઞાનસ્વરૂપ શ્રીરામચંદ્રજીથી રહિત રથ લઇને પંચકોશરુપ અયોધ્યામાં આવ્યો ત્યારે રથને ખાલી જોઇને અવધપુરમાં હાહાકાર મચી ગયો. અને જીવરૂપ રાજા દશરથજીએ પણ શ્રીરામચંદ્રજીના વનમાં પધારવાના સમાચાર સાંભળીને શરીરને ત્યજી દીધું. અર્થાત્ રાજા મોક્ષને પ્રાપ્ત થઇ ગયા. કેમકે ફોટો ઉતરી જવાને વખતે જેવી રીતે જે પુરૂષનાં અંગ હોય છે તેવીજ તેની છાપ ઉતરી આવે છે, તેવી રીતે શરીર છૂટવાને સમયે જેવી જેની ભાવના હોય છે તેવીજ તેની ગતિ થાય છે. આ કારણથીજ સંત લોકો અભ્યાસ કર્યા કરે છે કે અંત સમયે અમને જ્ઞાન સ્વરુપનું સ્મરણ રહે. એવી મુશ્કેલીથી પ્રાપ્ત થનારો જે સમય તે રાજાને સાચા પ્રેમથી સહજમાંજ પ્રાપ્ત થઈ ગયો. અર્થાત્ રાજા દશરથે રામનું ધ્યાન કરતાં કરતાં દેહનો ત્યાગ કર્યો હતો તેથી તે રામરૂપજ થઈ ગયા. એવામાં ભરતજી અને શત્રુઘ્નજીને પણ પોતાના

મામાને* ત્યાં જાણવામાં આવ્યું કે શ્રીરામચંદ્રજી તો લક્ષ્મણ અને સીતાજી સહિત પ્રવૃતિરૂપ કેકયીની કુટિલતાથી વનમાં ગયા છે, અને તેમના વિયોગથી રાજાએ શરીરને ત્યજી દીધું છે, તેથી ભરતજી શત્રુઘ્નજી સહિત અત્યંત દીલગીર થયા અને અયોધ્યામાં આવીને રાજાનું સર્વ ક્રીયા કર્મ વિધિ પૂર્વક કર્યું. તે વખતે વેદરૂપ વસિષ્ઠજીએ વૈરાગ્યરૂપ ભરતજીને કહ્યું કે આજ તમને રાજા દશરથની આજ્ઞાનુસાર રાજ્યાભિષેક થશે. એવું સાંભળીને ભરતજી બંને હાથ જોડીને કહેવા મંડવા કે હે સ્વામાન્! હું વૈરાગ્યરૂપ ભરત તો જ્ઞાનસ્વરૂપ શ્રીરઘુનાથજીના સેવકોનો પણ સેવક છું. મને સ્વામીપદનો અધિકાર કયાં છે? એવું સાંભળીને વેદરૂપ વસિષ્ટજી તથા સુકર્મરૂપ સુમંતથી આરંભીને પંચકોશરુપ સર્વ અવધપુર નિવાસી કહેવા મંડયા કે ભરત સાધુ છે, ભરત સાધુ છે, ભરત સાધુ છે. તે સમયે વળી ભરતજીએ કહ્યું કે હું હવે શ્રીરઘુવંશનાથનાં દર્શન કરવા જઈશ. એવી રીતે કહીને અને અયોધ્યા વાસિયોને ધૈર્ય દઇને શ્રીરામચંદ્રજીનાં દર્શન કરવા માટે તેણે ચિત્રકૂટ તરફ પ્રયાણ કર્યું. તે વખતે ભરતજીના પ્રવાસને જે કોઈ પણ માણસ સાંભળતું હતું તે ચાલીજ નીકળતું હતું. એથી તેમની સાથે માણસોની ઘણીજ ભીડ થઈ ગઇ. વળી સુમંત મંત્રીની આજ્ઞાથી ઘણાએક હાથી ઘોડા ને સેના ઈત્યાદિ સર્વ ભરતજીની પાછળ પાછળ ચાલી નીકળ્યાં. જ્યારે ભરતજી બ્રહ્મવિદ્યારૂપ શ્રીગંગાજીને કિનારે જઇ પહોંચ્યા ત્યારે શત્રુઘ્નજીની આજ્ઞાથી સૌએ ગંગાજીને કિનારે વિશ્રામ કર્યો. હવે ભરતજીના આગમનને સાંભળીને જીજ્ઞાસારૂપ કેવટ સંશયયુક્ત થયો. કેમકે વૈરાગ્યરૂપ ભરતજીની ભણી જોઇએ તો આમ નિશ્ચય થાય કે વૈરાગ્યરૂપ ભરતજી જ્ઞાનસ્વરૂપ શ્રીરામચંદ્રજીના પરમ ભક્ત છે, પણ જ્યારે સેનાની ભણી જોઇએ ત્યારે આમ નિશ્ચય થાય કે આ જ્ઞાનસ્વરૂપ શ્રીરામચંદ્રજીને મારીને અકંટક રાજ્ય કરવાને માટે જાય છે. કેમકે આ વૈરાગ્યરૂપ ભરતજીને રાજ્ય મળવાને માટેજ પ્રવૃત્તિરૂપ કેકયીએ જ્ઞાનસ્વરૂપ શ્રીરઘુનાથજીને વનમાં મોકલ્યા છે. આ કારણથી તે તેમને મારવાને માટે જાય છે, એવી રીતે વિસ્મય પામતો છતો તે ગુહરાજ વિચાર કરે છે કે જો આ તેમને મારવાને

---

* જે સમય શ્રીરઘુનાથજી જનકપુરથી અયોધ્યામાં આવ્યા તે વખતે દેવતા અને-ઋષિ મુનિયોને નિર્ભય પદ પમાડવાને માટે, ને રાવણાદિ રાક્ષસોનો નાશ કરવાને માટે કેકયી દ્વારા વન ગમન કરવા ઇચ્છતા હતા. તેમાં ભરતજીને વિઘ્ન કરતા જાણીને અન્યત્ર મોકલવા ઇચ્છયું, તેથી એવી લીલા કરી કે કેકય રાજાના પુત્ર કેકયીના ભાઇ કાશ્મીરથી અયોધ્યાજીમાં ભરતજીને તેડવા માટે આવ્યા, કેમકે તેમના રાજ્યની સમીપ સબળ દુષ્ટ વસતા હતા, તેનો નાશ કરાવવાના હેતુથી પ્રીતિપૂર્વક ભરતજીને લેવા આવ્યા, અને રાજા દશરથજીએ પણ તેમનો અતિ ઘણો આદર સત્કાર કરીને શત્રુઘ્નજી સહિત તેમની સાથે મોકલ્યા.

માટે જતો હશે તો આ સર્વને અમે લોકો અહિંઆંજ મારી નાખશું, અથવા અમે સર્વ તેને હાથે માર્યા જશું તો પણ અમે સર્વ શ્રીરઘુનાથજીને માટે પ્રાણત્યાગ કરીને વૈકુંઠ વાસ કરશું. એમાં અમને તો કાંઇ પણ નુકશાન નથી; એમ વિચારીને પોતાના સઘળા કુટુમ્બિયોને આજ્ઞા આપી દીધી કે તમે સર્વ શસ્ત્ર સજીને તૈયાર રહેજો. એમ કહીને જીજ્ઞાસારૂપ ભીલ પોતે વૈરાગ્યરૂપ ભરતજીની પાસે જઇને શ્રદ્ધાથી પ્રણામ કરીને ભેટ પૂજનની સામગ્રી આગળ મૂકીને પ્રાર્થના કરવા મંડયો કે હે મહારાજ ! હું જીજ્ઞાસારૂપ કેવટ આપનો દાસ છું. આવું સાંભળીને મહાત્મા વૈરાગ્યરૂપ ભરતજીએ તેને છાતીમાં ઘાલ્યો અને કહ્યું કે હે ગૂહ ! તું જે જીજ્ઞાસારૂપ ભીલ જ્ઞાનસ્વરૂપ શ્રીરઘુનાથજીએ હૃદય ચાંપેલો છે, તેથી તારો સ્પર્શ કરીને હું કૃતકૃત્ય થયો. હે ગહ ! તું ઘણો મોટો ભાગ્યશાળી છે કે તેં ભગવાન્‌શ્રીનાં દર્શન કર્યાં છે. હવે તું મને ત્યાં લઇ ચાલ કે જ્યાં જ્ઞાનસ્વરૂપ શ્રીરામચંદ્રજીએ શાંતિરૂપિણી સીતાજી અને વિવેકરૂપ લક્ષ્મણજી સહિત વિશ્રામ કર્યો હતો. એવા રીતે તેની પ્રેમભક્તિને જોઇને ગૂહ આશ્ચર્ય પામ્યો અને જ્યાં શ્રીરઘુનાથજીએ નિવાસ કર્યો હતો તે વૃક્ષની નીચે ભરતજીને તે શ્રદ્ધાપૂર્વક લઇ ગયો. તે નીચે કુશાસન પર સીતાજીનાં જરીનાં વસ્ત્રમાંથી ખરી પડેલા તારના ચાંલ્લાઓને જોઇને ભરતજી રૂદન કરવા મંડ્યા. અને બેશુદ્ધ થઇને પૃથ્વીપર પડી ગયા. પછી થોડા વખત પછી સાવધાન થઇને કહેવા મંડ્યા કે હે ગૂહ ! શું આ આસન પર જ્ઞાનસ્વરૂપ ભગવાન્‌શ્રીએ શાંતિરૂપિણી સીતાજી સહિત શયન કર્યું હતું ? હું ઘણોજ મંદભાગી છું કે જેના નિમિત્તે મણિ જડિત્ર મંદિરમાં ઉત્તમ શય્યાપર શયન કરનારાં શ્રીજનકનંદિની હવે વૃક્ષોની તળે કુશાસન પર શયન કરે છે ! એમ કહીને વળી મૂર્છિત થઇને પૃથ્વીપર પડી ગયા. તે વખતે જળ વડે કરીને પૂર્ણ છે નેત્ર જેનાં એવા ગુહરાજ પ્રેમપૂર્વક ભરતજીને ઉપાડીને હૃદય સાથે ચાંપી દેતા હવા. જ્યારે ભરતજીને શુદ્ધિ આવી ત્યારે કહેવા મંડ્યા કે હે પ્રાણપ્યારા ગુહ ! વિવેકરૂપ લક્ષ્મણજીની શી દશા હતી ? એવાં વચન સાંભળીને કેવટ ગળગળો થઇને કહેવા મંડ્યો કે હે મહારાજ ! વિવેકરૂપ લક્ષ્મણજીને ધન્ય છે કે ખાનપાન ને નિદ્રાનો ત્યાગ કરીને જ્ઞાનસ્વરૂપ શ્રીરામચંદ્રજીની સેવામાં તત્પર રહે છે; હે નાથ ! હું તેમની શ્રદ્ધાનું કયાં સુધી કથન કરૂં ? જે દિવસ રાત્રિએ આ વૃક્ષ તળે જ્ઞાનસ્વરૂપ શ્રીરઘુનાથજીએ શાંતિરૂપિણી સીતાજી સહિત શયન કર્યું હતું, તે દિવસ પ્રથમ તો ભગવાન્‌શ્રીની આજ્ઞાથી વિવેકરૂપ લક્ષ્મણજીએ મારા અનેકાનેક સંશયો નિવૃત્ત કર્યાં. ત્યાર પછી ભગવાન્‌શ્રીજી તો પોઢી ગયા, પણ વિવેકરૂપ લક્ષ્મણજી હાથમાં ધનુષબાણ લઇને આખી રાત શ્રીરઘુનાથજીની પરિક્રમા કરતા

રહ્યા. મેં ઘણુંજ કહ્યું કે આપ પણ થોડો વખત વિશ્રામ લ્યો. હું ભગવાનશ્રીની સેવામાં ઉભો રહીશ. પરન્તુ તેમણે કબુલ કર્યું નહીં, અને આમ કહ્યું કે મારી આ સત્ય પ્રતિજ્ઞા છે કે જ્યાં સુધી ભગવાનશ્રી રામચંદ્રજી પૃથ્વીપર શયન કરશે ત્યાં સુધી હું સુઇશ નહીં; તેમજ જ્યાં સુધી ભગવાનશ્રી વનફળનું ભોજન કરશે ત્યાં સુધી હું કાંઇ પણ ખાઇશ નહીં. એવી વાત સાંભળીને વૈરાગ્યરૂપ ભરતજી પૃથ્વીપર પડી ગયા ને કહેવા મંડ્યા કે હાય હાય ! હું મહા મંદભાગ્ય છું કે જે મને રડતો અધીર આશ્રયરહિત ને વિયોગના સમુદ્રમાં ડૂબી જતો જોઇને અંતર્યામી શ્રીરઘુનાથજી કહાડતા નથી, અને લક્ષ્મણનાં ધન્ય ભાગ્ય છે કે જે નિરંતર જ શ્રીરઘુનાથજીની સેવામાં રહે છે. એમ કહીને મૂર્છિત થઇને શિથિલ ગાત્ર થઇને પૃથ્વીપર પડી ગયા. તે વખતે તે ગુહરાજે શ્રેષ્ઠ શ્રેષ્ઠ પાંચસો નૌકા લાવવાને માટે અનુચરોને આજ્ઞા આપી; અને ભરતજીને ઉપાડીને છાતીમાં ચાંપી દીધા. પછી શ્રીગંગાજીની પાર સર્વને ઉતારીને ભરતજી સહિત પોતે ચિત્રકૂટ ભણી ચાલી નીકળ્યો. ચાલતાં જે જે વૃક્ષની નીચે શ્રીરામચંદ્રજીએ નિવાસ કર્યો હતો, તે તે સર્વ વૃક્ષોને પ્રણામ અને તેમની સ્તુતિ કરતાં કરતાં ભરતજી ઉપરામરૂપ ભરદ્રાજજીના સ્થાનપર આવી પહોંચ્યા અને ભરદ્વાજજીને પ્રણામ કરીને સ્તુતિ કરવા મંડ્યા. તે વખતે ઉપરામરૂપ ભરદ્વાજજીએ પ્રેમ પૂર્વક ઉપદેશ કર્યો કે હે ભરતજી ! આપ ઘણાજ ભાગ્યશાળી છો કેમકે રઘુનાથજીમાં આપની પૂર્ણ પ્રીતિ છે. પરન્તુ હવે આપને સ્વધર્માનુષ્ઠાન જ કરવું યોગ્ય છે. અર્થાત પિતાની આજ્ઞા માનવી એજ પરમ ધર્મ છે. જેવી રીતે શ્રીરામચંદ્રજીને વનમાં જવાની આજ્ઞા હતી તે પ્રમાણે તે વનમાં ગયા છે, તેવી રીતે તમને રાજ્ય કરવાની આજ્ઞા છે. માટે તમારે રાજ્ય કરવું જોઇએ. એવાં વચન સાંભળીને ભરતજી અતિ સંકોચને પ્રાપ્ત થઇને કહેવા મંડ્યા કે હે મુનિયોમાં શાર્દૂલ ! આપ તો મારા હિતકારી છો, એમાં કિંચિત્ પણ સંદેહ નથી; પરન્તુ હું વૈરાગ્યરૂપ ભરતની જ્ઞાનસ્વરૂપ રામચંદ્રજી વિના શોભા નથી. જેવી રીતે દૂધની શોભા સાકરથી છે, તેવી રીતે વૈરાગ્યની શોભા જ્ઞાનથી છે; પણ જેવી રીતે રાખના સમ્બન્ધથી દૂધની શોભા નથી, તેવી રીતે રાજ્યથી હું વૈરાગ્યરૂપ ભરતની પણ શોભા નથી. મારી શોભા તો કેવળ જ્ઞાન સ્વરૂપ શ્રીરામચંદ્રથીજ છે. એવા પ્રકારનાં પ્રેમ સંયુકત વચનોને સાંભળીને મુનિ અતિ હર્ષિત થયા, ત્યાર પછી મુનિયે કહ્યું કે હે ભરતજી ! તમારા સમાન શૂરવીર અને ધર્માત્મા પુરૂષ તમેજ છો. સારૂં. હવે તમે જાઓ. ચિત્રકૂટપર શ્રીરામચંદ્રજી નિવાસ કરે છે તેમનાં દર્શન કરો. ત્યાર પછી ભરતજી ત્રિવેણીમાં સ્નાન કરીને ચિત્રકૂટ ભણી ચાલ્યા. જ્યારે લક્ષ્મણજીએ સેના સંયુકત તેમને આવતાં દેખ્યા

ત્યારે શ્રીરામચંદ્રજીને કહેવા મંડ્યા કે હે નાથ ! ભરતજીને રાજ્યમદ થઈ ગયો છે, તેથી આપની સાથે યુદ્ધ કરીને અકંટક રાજ્ય કરવાને માટે સેના લઈને તે આવે છે. અંતર્યામી શ્રીરામચંદ્રજીએ કહ્યું કે હે લક્ષ્મણ ! રાજ્યમદ તે પુરૂષને થાય છે કે જેને રાજ્યમાં આસકિત હોય છે. ભલા, વૈરાગ્યરૂપ ભરતને કદી રાજ્યમદ થઈ શકશે ? કદાપી નહીં. કેમકે વૈરાગ્યરૂપ ભરત તો મારો સાધક છે. અર્થાત્ જે પુરૂષને પ્રથમ વૈરાગ્યજ હશે નહીં તેને જ્ઞાન કયાંથી થઇ શકશે ? તેથી ભરતજીને રાજ્યમદ થયો નથી, કિંતુ તે પ્રેમથી વ્યાકુળ થયો થકો આવે છે. એવામાં ભરત અને શત્રુઘ્નજી શ્રીરામચંદ્રજીનાં ચરણોમાં આવી પડયા. શ્રીરામચંદ્રજીએ પણ સર્વનો યથાયોગ્ય આદર–સત્કાર કર્યો, અને ભરતજીને હૈયામાં ઘાલ્યા. તથા તેમને ખેદયુકત જોઇને અંતર્યામી ભકતવત્સલ જ્ઞાનસ્વરૂપ શ્રીરામચંદ્રજીએ વિચાર કર્યો કે જો તેમને આ કારણથી દિલગીરી થતી હોય કે હું વૈરાગ્યરૂપ ભરતની માતા વિષય દોષદૃષ્ટિ સહિત પ્રવૃત્તિરૂપ કેકયી જે જ્ઞાનસ્વરૂપ રામચંદ્રના વનગમનનો હેતુ છે, તેથી મારો પણ કાંઇક અપરાધ છે, માટે તેના આ ભ્રમને નવૃત્ત કરી દેવા જોઇએ. તેથી ભગવાન્‌શ્રી આમ કહેવા માંડયા કે હે વૈરાગ્યરૂપ ભરત ! તમે કેમ સંકોચને પ્રાપ્ત થાઓ છો ? તમે તો મને પ્રાણથી પણ પ્યારા છે. કેમકે મારો જે ભકત છે તે મારી અત્યંત સમીપ છે. અર્થાત્ મારામાં ને તેનામાં કાંઇપણ ભેદ નથી. વળી જુઓ, આપણા ગુરૂ શ્રી દેવરૂપ વસિષ્ઠજીએ જીવરૂપ મહારાજા દશરથજીની સન્મુખ જે વાકયરૂપ અમૃત આપણને પાયું હતું, તે વાતને શું તમે ભૂલી ગયા છો ? યાદ કરો, તે વાકય આમ છે. સચ્ચિદાનંદસ્વરૂપ પરબ્રહ્મને જાણનારો બ્રહ્મ જ થાય છે, અને તેના કુળમાં અર્થાત્ તેનો સત્સંગ કરનારા પુરૂષોમાં પણ કોઈ અબ્રહ્મવેત્તા થતો નથી. વળી તે પુરુષ શોકરૂપ સંસાર સમુદ્રથી પાર જ થઇ જાય છે, અને તે પાપોને પણ તરી જ જાય છે. તથા તે કર્માદિરૂપી ગ્રંથીથી પણ છૂટીને અમૃત જ થઈ જાય છે. ગુરુ શ્રીવેદરૂપ વસિષ્ઠજીનાં એવી રીતનાં કલ્યાણકારક વાકયોને તમે સાંભળ્યાં હતાં તે અત્યારે સર્વ ભૂલી ગયા જણાઓ છો. ભલા આ વાકય ભૂલવા યોગ્ય છે ? કદાપિ નહીં. અર્થાત્ જ્યારે તમે મારા જ્ઞાનસ્વરૂપને જાણો છો ત્યારે પછી તમે તો મારો આત્માજ છો. છતાં આવો વિચાર કેમ કરો છો કે મારી માતા પ્રવૃત્તિરૂપ કેકયી જ્ઞાનસ્વરૂપ રામચંદ્રના વનગમનનો હેતુ હોવાથી તેમાં કાંઇક મારો પણ અપરાધ ગણાય ? આ વિચાર આપે કરવા યોગ્ય નથી. કેમ કે વૈરાગ્ય તો જ્ઞાનનો બાધક નથી, કિન્તુ સાધક છે. વળી પ્રવૃત્તિનો સ્વભાવ જ છે કે જે કોઇ પણ પુરૂષ તેમાં આસકત થાય છે તેને તે આત્મપદથી વિમુખ કરી જ દે છે. પરન્તું અજ્ઞાની તો નિરંતર આત્મપદથી વિમુખ જ રહે છે, પણ જ્ઞાનવાન તો જેટલા સમય સુધી તેની પ્રવૃત્તિ રહે છે.

તેટલા જ સમય સુધી આત્મપદથી વિમુખ રહે છે, એટલે ભિક્ષાટનાદિ દેહયાત્રાના વ્યહવાર પછી જ્ઞાનવાન્ સદૈવ આત્મમાં લીન રહે છે; વાસ્તવ વિચાર કરવામાં આવે તો જ્ઞાનવાનને તો પ્રવૃત્તિ કિંચિત્ માત્ર પણ દુઃખદાયી નથી. કેમકે વિદ્વાનને શરીરયાત્રા માત્ર પણ જે સંસારિક સમ્બન્ધ છે તે વ્યહવાર પણ તેને પોતાનું આત્મરૂપ જાણીને જ તે કરે છે, તેથી તે રાગ દ્વેષને પ્રાપ્ત થતો નથી. ને તેથી જ તેને સુખ દુઃખ પણ વ્યાપતાં નથી. એવી રીતે જીવરૂપ મહારાજાશ્રી દશરથજીનો પણ પ્રવૃત્તિ સાથે સંબંધ હતો. અર્થાત્ તે તેમાં આસક્ત નહોતા. કિંતુ તેમણે સત્યપ્રતિજ્ઞ રાજા થઇને પોતાના વાક્યને ઉલ્લંઘન ન કરવાને માટે મને વનગમનની આજ્ઞા કરી દીધી. વળી રાજાનો આ ધર્મ જ છે કે જે પુરૂષની જેવી ઇચ્છા તેને પૂર્ણ જ કરી દેવી. આ સમય સર્વ દેવતાઓની અને ઋષિ-મુનિયોની આમ ઇચ્છા હતી કે શીઘ્ર જ જ્ઞાનસ્વરૂપ રામચંદ્ર નિર્ભયરૂપ વનમાં વિચરે અને અજ્ઞાનરૂપ રાવણાદિ રાક્ષસોનો નાશ થઈ જાય. એટલા માટે મહારાજાશ્રીએ મને વનમાં જવાની આજ્ઞા આપી. વળી બીજું તે આમ પણ જાણતા હતા કે એમનું તો પ્રકટ થવું જ રાક્ષસોના નાશને માટે છે. અને તેથી તેમાં માતા પ્રવૃતિરૂપ કેકયીનો વ્યહવાર પણ એક વિલાસ માત્ર જ છે. ત્યારે પછી તમે સંકોચને પ્રાપ્ત કેમ થાઓ છો ? તમે તો મારો આત્મા છો. તમારામાં તો શોકનો લેશ પણ નથી. તમે જરા તમારા સ્વરૂપને તો જુઓ ! તમે તો આનન્દઘન છો. એવી રીતે કહેતાં કહેતાં જ્ઞાનસ્વરૂપ શ્રીરામચંદ્રજી વૈરાગ્યરૂપ ભરતજીને હૃદય સાથે ચાંપતા જાય છે, અને પછી વળી રાજ્ય રક્ષાને વાસ્તે નીતિ શાસ્ત્રનો ઉપદેશ કરે છે. તથા કહેછે કે હવે તમે સર્વ માતાઓને લઇને જાઓ. તેમની યથોચિત સેવા કરજો, અને પ્રજાની રક્ષામાં તત્પર રહેજો, અર્થાત્ કોઇને પણ દુઃખ દેશો નહીં; હું પણ લક્ષ્મણ ને સીતાજી સહિત પિતાની આજ્ઞાનું પાલન કરીને બહુ જ શીઘ્ર આવીશ તમે કાંઇ પણ ચિંતા કરશો નહીં. એવી રીતનાં શ્રીરામચંદ્રજીનાં વચનો સાંભળીને ભરતજી બોલ્યા હે નાથ ! પિતા તો મૂઢ બુદ્ધિ કામને આધિન થઇને સ્ત્રીથી જીતાએલા ભ્રાંતહૃદય હતા. તેમની વાતને આપ સત્ય માનો નહીં. જેવી રીતે કોઇ ભ્રાંત ચિત્તવાળા પુરૂષની વાર્તાને સુબુદ્ધિ પુરુષ માનતો નથી, તેવી રીતે તે કામવશ ભ્રાંતચિત્ત રાજાનું વાક્ય આપે સ્વીકારવા યોગ્ય નથી. એવું સાંભળીને શ્રી રઘુનાથજી કહેવા માંડયા કે હે ભરત ! આ સમય મને તો તું જ ભ્રાંતચિત્ત પ્રતીત થાય છે. અર્થાત્ મારા વિયોગથી દુઃખી થવાથી તારૂં ચિત્ત સ્થિર નથી, એથી તું જિતેન્દ્રિય જીવરૂપ મહારાજા શ્રીદશરથજીને ભ્રાંતચિત્ત કામી ને સ્ત્રીવશ કહે છે. પણ તું તો મોટો ધર્માત્મા અને પિતાનો આજ્ઞાનુયાયી પુત્ર છો. તે કારણથી આ અનુચિત શબ્દ તારે ઉચ્ચારવા જોઇએ નહીં. કિન્તુ મોહવશ ભ્રાંતચિત્ત

થવાથી જ આવું કહે છે કે રાજાએ કામવશ થઇને કેકયીને વરદાન આપ્યું છે. પણ એવું સમજવું નહીં. આ વરદાન તો રાજાએ મહારાણી કેકયીને ઘણા દિવસ પહેલાં જ આપી મૂકેલાં હતાં, એથી પિતાએ સત્યવાદી હોવાના કારણથી પોતાના વચનનો ભંગ કર્યો નથી; કેમકે ધર્માત્મા પુરૂષ અસત્યને નરકથી પણ અધિક દુઃખદાયક માને છે. એટલા માટે જ્યારે મેં સાંભળ્યું કે પિતાએ પ્રથમથી જ કેકયીને વર આપી રાખ્યા હતા, ત્યારે મેં પ્રતિજ્ઞા કરી કે હું પિતાના વચનને સત્ય કરવાને માટે આ જ વખતે વનગમન કરીશ. એથી હવે તું એવી યુકિત કર કે જેથી આ પ્રતિજ્ઞા સત્ય થાય. કેમકે હજી સુધી કોઇપણ રઘુવંશીનું વચન મિથ્યા થયું નથી. તો ભલા પછી આપણે આપણાં પિતાના વચનને કેવી રીતે મિથ્યા કરી શકીએ ! વળી જો કદાચિત્ આપણે જ આપણા વચનને પાળશું નહીં, તો સર્વ પ્રજા પણ મિથ્યાવાદી થઇ જશે. એથી જ ઘણો જ મોટો અનર્થ થવા માંડશે. એવી રીતનાં રઘુનાથજીનાં વચનને સાંભળીને ભરતજી બોલ્યા હે સત્ય પ્રતિજ્ઞ મર્યાદાપુરૂષોત્તમ ! જો આપની એવી જ ઇચ્છા હોય તો આપને સ્થાને હું ચૌદ વર્ષ સુધી મુનિનો વેષ ધારણ કરીને વનમાં વાસ કરીશ, અને આપ આપના રાજ્યની રક્ષા કરો. એવું સાંભળીને શ્રીરામચંદ્રજીએ કહ્યું હે ભ્રાતા ! પિતાની રાજ્ય કરવાની આજ્ઞા તને છે, અને વનનું રાજ્ય મને આપેલું છે. એટલા માટે તું જ રાજ્ય કર, અને હું વનગમન કરીશ. કેમકે જે પુત્ર પિતાની આજ્ઞાનુસાર ચેષ્ટા કરતો નથી તે નરકગામી થાય છે, અને વ્યહવારમાં પણ તિરસ્કાર કરવાને યોગ્ય છે. એવી રીતે કહેવા છતાં પણ જ્યારે જોયું કે વૈરાગ્યરૂપ ભરત બહુ જ હઠ કરે છે, ત્યારે જ્ઞાનસ્વરૂપ શ્રીરામચંદ્રજીએ ગુરુ શ્રીવેદસ્વરૂપ વસિષ્ઠજીને આંખથી ઇશારો કર્યો કે તેને મારા વાસ્તવરૂપનું ભાન કરાવો. તેથી વસિષ્ઠજી ભરતજીને એકાંતમાં લઇ જઇને કહેવા માંડયા કે હે વત્સ ! આ જે નિશ્ચય કરેલો ભાવ છે તે કદાપિ હઠી શકતો નથી, અર્થાત્ ગુપ્તથી ગુપ્ત જે સિદ્ધાંત છે તે હું તમને કહું છું તે તમે ચિત્તને સાવધાન કરીને સાંભળો. હે ભરત ! માયાની પર જે અદ્વિતીય શુદ્ધ ચૈતન્ય છે તે રઘુનાથજી છે. તેમણે અજ્ઞાનરૂપ રાવણાદિ રાક્ષસોનો નાશ કરવાને માટે પોતાના જ્ઞાનસ્વરૂપને પ્રકટ કર્યું છે. અને જે યોગમાયા સાંભળવામાં આવે છે તે શાંતિ રૂપિણી જનકનન્દિની છે. અને આ જ જ્ઞાનસ્વરૂપ રઘુનાથજીનોજ અંશ વિવેકરૂપ લક્ષ્મણ છે કે જેને રાગરૂપ મેઘનાદનો નાશ કર_

વાને પ્રકટ કરેલ છે, કેમ કે રાગરુપ મેઘનાદનો નાશ વિવેકરૂપ લક્ષ્મણજીને હાથેજ છે. અર્થાત્ જ્યાં સુધી સત્યાસત્ય વસ્તુનો વિવેક થતો નથી ત્યાં સુધી અસત્ય સંસારમાંથી રાગ નિવૃત્ત થતો નથી. વળી આ જ જ્ઞાનસ્વરૂપ રઘુનાથજીનોજ અંશ તમે વૈરાગ્યરૂપ ભક્ત અને વિચાર રુપ શત્રુઘ્ન છો. એટલા માટે દુષ્ટોનો નાશ કરવાને માટે તેઓશ્રી અવશ્ય વનમાં જશે. કેમકે એમનો તો અવતારજ રાક્ષસોનો નાશ કરવાને માટે થયો છે, અને તેમાં પ્રવૃત્તિ રુપ કેકયીનો પણ કાંઈ દોષ નથી. કેમકે સર્વના પ્રેરક રઘુનાથજીજ છે, બીજું કોઇ નથી. એથી તમે તેમને પાછા વાળવાનો યત્ન કરો નહી, ને હઠનો ત્યાગ કરીને આજ્ઞા લઇને સૌ સહિત અયોધ્યામાં પાછા ચાલો. એવી રીતનાં વેદરૂપ વસિષ્ઠજીનાં વચનને સાંભળીને વૈરાગ્યરૂપ ભરતે તેજ પ્રમાણે કર્યું. અર્થાત્ શ્રી રઘુનાથજીની દયા રુપ પાદુકા શિર પર ધારણ કરીને તેઓ અયોધ્યામાં પધાર્યા.



# અરણ્યકાંડ.



ત્યાર પછી કર્મરૂપ જયંતે વિચાર કર્યો કે શ્રીરામચંદ્રજીએ રાજ્યરક્ષાનું કર્તૃત્વ તો પોતાનામાં આરોપણ કર્યું નથી, પરન્તુ સીતાજીની રક્ષાનું કર્તૃત્વ તો તેમને સ્વીકારવું પડશેજ, અર્થાત્ તેણે આમ જાણ્યું કે આ જ્ઞાનસ્વરૂપ નથી; એવા મોહને પ્રાપ્ત થઇને તે અભિમાની જયન્ત સીતાજીના ચરણમાં ચાંચ મારીને ભાગ્યો. તે વખતે દયાળુ જ્ઞાનસ્વરૂપ શ્રીરામચંદ્રજીએ સર્વાત્મદૃષ્ટિથી અક્રીયરૂપ બાણ છોડયું, અર્થાત્ કાંઇ પણ ફુરણા થઇ નહીં. તે જયન્ત તે અક્રિયરૂપ બાણથી વ્યાકુળ થઇ થઇને સઘળે ફરી વળ્યો, પરન્તુ કોઇએ પણ તેની રક્ષા કરી નહીં, તેથી પાછો તેજ શ્રીરામચંદ્રજીનો આશ્રય જોઇને તેઓશ્રીને શરણે આવ્યો. કેમકે જે જ્ઞાનસ્વરૂપ શ્રીરામચંદ્રજીથી વિમુખ છે તેનું સહાયક કોઈ પણ થતું નથી. શરણાગત છે પ્રિય જેને એવા દીનબંધુ શ્રીરામચંદ્રજીએ જયંતને અંગભંગ અર્થાત્ એક નેત્રહીન કરીને છોડી દીધો, ત્યારથી કર્મ અંગભંગ છે. અર્થાત્ સકામ કર્મ વડે કરીને કેવળ વ્યવહારની સિદ્ધિ થાય છે, પરમાર્થની નહીં. એવી રીતે શ્રીરામચંદ્રજી આનંદપૂર્વક વિલાસ કરતા થકા અકર્મરૂપ અત્રિ મુનિના આશ્રમે આવી પહોંચ્યા. ત્યારે અત્રિ મુનિયે વિચાર કર્યો કે આ જ્ઞાનસ્વરૂપ શ્રીરામચંદ્રજીએ હું અકર્મનો ત્યાગ કર્યો નહીં, એથી હું પણ સફળ થઇ ગયો છું, એવો વિચાર કરીને ભગવાન્ શ્રીને તે સામા લેવા આવ્યા. અને તેઓશ્રીને લઈ જઇને વિધિપૂર્વક પૂજન સેવન કરીને સ્તુતિ કરવા મંડ્યા. હે સ્વામી ! હું અકર્મ તો આપને આશ્રયેજ છું, ત્યારે પછી હું આપની સ્તુતિ શી કરી શકું ? તેમજ આ તરફ અકર્મ મુનિનાં પત્ની ધૃતિરૂપ અનસુયાજી પણ પોતાની વાણીને સફળ કરવાને માટે સીતાજીને પ્રેમપૂર્વક પતિવ્રત ધર્મનો ઉપદેશ કરવા મંડ્યા. હે જગદમ્બા ! તમે જ્ઞાનસ્વરૂપ શ્રીરામચંદ્રજીથી પ્રથક્ નથી, પતિવ્રતા સ્ત્રિયોનો આ ધર્મ છે કે પોતાના પતિના સુખે સુખ, અને પતિના દુઃખે દુઃખ માનવું. વળી રામચંદ્રજી તો જ્ઞાનસ્વરૂપ શુદ્ધ સચ્ચિદાનંદ છે, કે જેના નામથીજ સકળ દુઃખ નિવૃત્ત થઇ જાય છે. એટલા માટે તમે તમારા ચિતમાં એવો વિચાર ન કરશો કે એમને વનમાં આવવાથી દુઃખ છે, કેમકે તે તો પોતાના ભક્તોના કલ્યાણને માટે વનમાં વિચરે છે. હે જનકનન્દિની ! જે મનુષ્ય હું ધૃતિરૂપ અનસુયાના વચનાનુસાર પ્રવૃત્તિ કરે છે તે પુરૂષ અવિનાશી સુખને પ્રાપ્ત થાય છે. અર્થાત તમારે ધૈર્યને ધારણ કરવું અને તમારૂં વનગમન સમજીને મોહને પ્રાપ્ત થવું નહી. શ્રીરઘુવંશમણિ તો આનંદકંદ શુદ્ધ સચ્ચિદાનંદ છે.

અને તમે પણ શ્રીરામચંદ્રજીથી અભિન્નરૂપે કરીને અનાદિ શક્તિ છો, તથા જ્ઞાનસ્વરૂપ શ્રીરામચંદ્રજીની સત્તામાત્રથી સર્વ રચના તમારીજ છે. જેવી રીતે સ્ત્રી પતિ પાસેથી રતિદાન લેવામાત્રજ સમ્બન્ધ રાખીને પછી સ્વતંત્ર રીતે ગર્ભને ધારણ કરે છે, અને સંતાનના જન્મથી આરંભીને તેનો લાલન પાલનાદિ વ્યવહાર પતિથી સ્વતંત્રજ કરે છે, તેવી રીતે શ્રીરામચંદ્રજીની સત્તામાત્રથીજ તમે સર્વ રચના કરો છો, અને રઘુનાથજી તો શુદ્ધસ્વરૂપ નિષ્ક્રીય છે, કે જેમાં પ્રપંચ હોવાનો અત્યંત અસંભવ છે. જ્ઞાનથી જગત્ તમ પ્રકાશની પેઠે વિપરીત સ્વભાવવાળું છે, અને તે સર્વના આત્મા જ્ઞાનસ્વરૂપ રઘુનાથજીને જાણ્યા વિના શાંતિ થતી નથી. જેવી રીતે કોઇ પુરૂષ પોતાના પુત્રના ગળામાં સુવર્ણની માળા પહેરાવે, પણ જ્યાં સુધી તે બાળક તે સુવર્ણના ગુણને જાણતો નથી ત્યાં સુધી પોતાને દરિદ્રીજ માને છે, એવી રીતે જે સર્વના આત્મા નિત્ય પ્રાપ્ત જ્ઞાનસ્વરૂપ શ્રીરઘુનાથજી છે તેના જ્ઞાન વિના પુરૂષ સદૈવ દીનજ બનેલો રહે છે. વળી વિચાર કરીને જોવામાં આવે તો શ્રીરામચંદ્રજીનું જ્ઞાન પણ સર્વ પુરૂષોને છે, પરંતુ તેમની કૃપા વિના સુખ થતું નથી. અર્થાત્ આવું જ્ઞાન તો સર્વને છે કે ઇશ્વર કોઇક પદાર્થ છે, પરન્તુ તે સામાન્ય જ્ઞાન સુખનો હેતુ નથી, પણ તેને વિશેષ જ્ઞાન છે કે જે જગત્‌ના ઇશ્વર શુદ્ધ સચ્ચિદાનંદ જ્ઞાનસ્વરૂપ શ્રીરામચંદ્રજી છે તેજ મારો આત્મા છે. એવું વિશેષ જ્ઞાન સુખનો હેતુ છે, પણ સામાન્ય જ્ઞાન સુખનો હેતુ નથી, જેવી રીતે કાષ્ટગત સામાન્ય અગ્નિ દાહનો હેતુ નથી તેવી રીતે સામાન્ય જ્ઞાનથી પણ સુખ થતું નથી. પણ જેવી રીતે તેજ સામાન્ય અગ્નિ વિશેષરૂપે થઇને દાહ કરવા મંડે છે, તેવી રીતે જ્યારે શ્રીરામચંદ્રજીનું સામાન્ય જ્ઞાન વિશેષરૂપ થાય છે, અર્થાત્ જે કાંઇ પણ દૃશ્યાદશ્ય છે તે સર્વ રામરૂપ મારો આત્માજ છે એવું દૃઢ અપરોક્ષ જ્ઞાન પરમ સુખદાયક છે, અને તે તેજ પુરૂષને પ્રાપ્ત થાય છે કે જેના ઉપર શ્રીરામચંદ્રજીની પૂર્ણ કૃપા થાય છે. તેમનો કૃપાપાત્ર પણ તેજ પુરૂષ છે કે જે તેમનો અનન્ય ભક્ત છે. એવા કૃપાના સમુદ્ર જે શ્રીરઘુવંશચુડામણિ છે. તેમના ચરણમાં મારા કોટિશઃ પ્રણામ છે. હે સીતે! તેઓશ્રીને વનમાં આવ્યા જાણીને તમારે દુઃખી થવું નહીં, કિન્તુ તેમનાં દર્શનને જ પરમ સુખરૂપ જાણી તેમની સેવામાં તત્પર રહેવું. એવું સાંભળીને સીતાજીએ તેમને પ્રણામ કર્યા, અને અતિ હર્ષને પ્રાપ્ત થયાં. એવી રીતે જ્ઞાનસ્વરૂપ શ્રીરામચંદ્રજી વિલાસ કરતા કરતા [1]વિકર્મરૂપ વિરાધનો વધ કરીને શમરૂપ સુતીક્ષ્ણ

---

૧ કર્મના ત્રણ ભેદ છે, એક સુકર્મ, બીજું અકર્મ, અને ત્રીજું વિકર્મ. સુકર્મ તેને કહે છે કે જે કરવા યોગ્ય તો છે પરન્તુ સકામ છે, અને અકર્મ તેને કહે છે કે જે કરવા યોગ્ય છે પણ નિષ્કામ છે, તથા વિકર્મ તેને કહે છે કે જે નિષિદ્ધ છે અર્થાત્ કરવા યોગ્ય નથી.

બ્રાહ્મણના સ્થાનપર આવી પહોંચ્યા. તે વખતે શમરૂપ સુતીક્ષ્ણે ઘણાજ આદર સત્કાર પૂર્વક પ્રેમભક્તિથી પોતાના સ્થાનપર લઇ જઇને ભગવાન્ શ્રીનું પૂજન સેવન કર્યું. પછી જ્ઞાનસ્વરૂપ શ્રીરામચંદ્રજી કહેવા મંડ્યા કે હે બ્રહ્મણ્ય! જે પુરૂષ તમે શમરૂપ સુતીક્ષ્ણનો પ્રથમ અંગીકાર કરશે નહીં, તે પુરૂષ હું જ્ઞાનને કોઇ કાળે પણ પામી શકશે નહીં; પણ જે તમને ધારણ કરશે તે પુરૂષ મને આપો આપજ પ્રાપ્ત કરી લેશે; કેમકે વિષયોથી મનને રોકવાનું નામ શમ છે. તેથી જે પુરૂષે શમનો અંગીકાર નથી કર્યો અર્થાત્ મનને વિષયોથી રોકયું નથી, તે પુરૂષ જ્ઞાનને કેવી રીતે પ્રાપ્ત થઇ શકે ? કદાપિ પ્રાપ્ત થઇ શકે નહીં. કેમકે તેણે તો દુઃખ રૂપ વિષયોમાંજ સુખ માની રાખેલું છે, પણ વાસ્તવમાં તો વિષયમાં સુખ નથી. અર્થાત્ વિષય નામ ભોગના સાધનનું છે. તેમાં ધન સ્ત્રી ને પુત્રાદિ સઘળા પદાર્થ આવી ગયા. જો વિષયમાં સુખ હોય તો કોઇ વિષયના ભોગવવામાં જે સુખ થાય છે તે સુખ સદૈવ રહેવું જોઇએ, પણ તેમ તો થતું જોવામાં આવતું નથી. કિન્તુ એક વિષયના ભોગથીજ બીજા વિષયની વાસના થાય છે. અથવા તે વિષયમાં સુખના ભોકતાને બીજા વિષયની આવશ્યકતા થવી જોઇએ નહીં, અને તે પણ થાય છે. જેવી રીતે પુત્રનું સુખ મેળવવા માટે સ્ત્રીની અપેક્ષા છે, તેવી રીતે સ્ત્રીનું સુખ મેળવવા માટે ધનની અપેક્ષા છે. હવે જો વિષયજ સુખનો સાધક હોય તો તે વિષયને બીજા વિષયની ઇચ્છા કેમ થાય? ને થતી તો જોવામાં આવે છે. અથવા જેવી રીતે કોઈ પુરૂષનું કોઇ પ્રિય સમ્બન્ધી અન્ય દેશથી ઘણા દિવસ પછી આવે તો તેના જોવાથી જે સુખ થાય છે, તે તેના થોડો કાળ સમીપ રહેવા પછી ફરી તે સુખ થતું નથી. એથી પ્રત્યક્ષ પ્રતીત થાય છે કે વિષયમાં સુખ નથી, પરન્તુ પોતાના આત્માનંદનીજ વિષયમાં કલ્પના કરી લેવાય છે. અર્થાત્ પદાર્થોની વાસનાથી જે બુદ્ધિ ચંચળ રહે છે તેમાં આનંદ સ્વરૂપ આત્માનું ભાન થતું નથી, પણ વિષયની પ્રાપ્તિથી ક્ષણમાત્રને માટે બુદ્ધિ સ્થિર થઇ અન્તર્મુખ થાય છે તેથી તેમાં આનંદસ્વરૂપ પોતાના આત્માનો બુદ્ધિની સ્થિતિથી ક્ષણમાત્ર પડેલો જે આભાસ તેજ સુખનો હેતુ છે. કેમકે વિષયમાં જેટલા સમય સુધી બુદ્ધિ સ્થિર રહે છે તેટલા સમય સુધીજ સુખ રહે છે; વળી ફરી જ્યારે કોઇ અન્ય પદાર્થની વાસનાથી બુદ્ધિ ચંચળ થઇ જાય છે ત્યારે સુખ રહેતું નથી;પણ જે સજ્જનોની બુદ્ધિ સઘળા પદાર્થોની વાસનાનો ત્યાગ કરીને સ્થિર થઇ અંતર્મુખ થઇ છે તે મારા પ્યારાઓને નિરંતર તે સુખ પ્રાપ્ત રહે છે કે જે વિષયીને વિષયમાં ક્ષણમાત્ર જ થાય છે. વળી સુખ નામ તેનું છે કે જેમાં દુઃખનો લેશ પણ ન હોય.- તે સુખ વિષયોમાં તો કિંચિત્ માત્ર પણ નથી, કિન્તુ ક્ષણમાત્ર બુદ્ધિની સ્થિરતાથી પોતાના આનંદસ્વરૂપ આત્માનો અનુભવ કરીને પુરૂષ પોતાની મૂર્ખાઇથી તે

આનંદની વિષયમાં કલ્પના કરે છે. તે વિપરીત ભાવના નાશ થઇ ગઇ છે જેની અર્થાત્ વિષયોને નિરસ જાણીને તેમાંથી મનને રોકી લીધું છે જેણે તે પુરૂષ હું જ્ઞાનને સહજમાંજ પ્રાપ્ત થઈ જાય છે. એવી રીતે જ્ઞાનસ્વરૂપ શ્રીરામચંદ્રજીનાં વચનોને સાંભળીને શમરૂપ સુતીક્ષ્ણ કૃતકૃત્ય થયા. પછી પતીતપાવન શ્રીરામચંદ્રજી ભગવાન્ અદ્વૈતરૂપ અગસ્ત્ય મુનિના આશ્રમે પધાર્યાં. તે વખતે અગસ્ત્ય મુનિએ ભગવાન્ શ્રીરામચંદ્રજીનાં દર્શનને પોતાનાં જપ તપનું ફળ સમઝયા. કેમકે કર્મ ઉપાસનાદિ સર્વનું ફળ જ્ઞાન છે, તે જ્ઞાનસ્વરૂપ શ્રીરામચંદ્રજી સ્વાભાવિકજ ઘરમાં આવીને વિરાજી ગયા. એવી રીતે ગદ્‌ગદ્ ભાવને પ્રાપ્ત થઇને સ્તુતિ કરવા મંડ્યા કે હે સ્વામિન ! માયાની પર જે અખંડ સ્વરૂપ એક આત્મા જે સર્વને અદ્રશ્ય છે તેજ ચિદ્‌ઘન સ્વરૂપ આપ પોતાની યોગમાયા વડે કરીને રાજકુમારના ભાવને પ્રાપ્ત થયા થકા લોકોદ્ધારને માટે વનમાં વિચરો છો. જેવી રીતે નટ પોતાના નાટક વડે કરીને સર્વને મોહિત કરી દે છે અને પોતે સ્વતંત્ર સર્વનો દ્રષ્ટા થયો થકો મોહને પ્રાપ્ત થતો નથી; તેવી રીતે આપશ્રી પોતે પોતાની માયા વડે કરીને અનેક રૂપ ધારણ કરો છો. પરન્તુ અજ્ઞાની પુરૂષોને આપનું વાસ્તવ સ્વરૂપ દેખાડતા નથી, અર્થાત્ અજ્ઞાન દ્દષ્ટિવાળો પુરૂષ આપશ્રીની ઉપરની ચેષ્ટાને જોઇને મોહને પ્રાપ્ત થાય છે અને તેથી તે આપશ્રીને સુખી દુઃખી માને છે, કેમકે તે આપશ્રીના વાસ્તવ સ્વરૂપને જોઇ શકતો નથી. હે રઘુનાથજી ! આપ તો મહા ભાગવતોને માટે યોગનું વિધાન કરવાને અવતીર્ણ થયા છો. કેમકે અલખમૂર્તિનું અર્ચન, પૂજન, સેવન ને ધ્યાનાદિ બની શકતું નથી; આ કારણથી આપે આપના ભક્તોને માટે સગુણરૂપને પ્રકટ કર્યું છે. હે રઘુવંશનાથ ! આપના સગુણરૂપનું રામ એવું નામ જે સમયે કોઇપણ રામાનુરાગી સાંભળે છે, તેજ વખતે તેની રોમાવલી ઉભી થઇ જાય છે. અને ગદ્‌ગદ્ ભાવને પ્રાપ્ત થઇને આપના આનન્દસ્વરૂપમાં મગ્ન થઈ જાય છે. વળી આપના સગુણ ધનુર્ધારી સ્વરૂપનું પૂજન સેવન ને અર્ચનાદિ કરીને પોતાના ચિત્તને શુદ્ધ કરતા થકા આપના નિર્ગુણ સ્વરૂપનેજ પ્રાપ્ત થઈ જાય છે. અર્થાત્ આપ આપના સગુણરૂપ વડે કરીને આપનું પૂજન સેવન કરાવીને પૂજ્યપૂજક ભાવસિદ્ધ કરીને જિજ્ઞાસુનું ચિત શુદ્ધ કરો છો. તેમજ નિર્ગુણ સ્વરૂપથી આપની અભેદ ભક્તિ આપીને જિજ્ઞાસુને આપનામાંજ લય કરી દો છો, પછી ત્યાં સેવ્યસેવક ભાવ રહેતો નથી. કહેવાનો ભાવ આમ છે કે આપનું પૂજન, સેવન ને અર્ચનાદિ વ્યવહાર અર્થાત સેવ્યસેવકભાવ આપના સગુણ રૂપમાંજ ઘટી શકે છે, પણ નિર્ગુણ રૂપમા તો મૌન સિવાય બીજું કાંઇ પણ બની શકતું નથી; કેમકે દેહના પ્રમાણમાં ઇન્દ્રિયો સૂક્ષ્મ છે. ઇન્દ્રિયોની સરખામણીમાં મન સૂક્ષ્મ છે, અને મન કરતાં બુદ્ધિ સૂક્ષ્મ છે; પરંતુ આ સર્વ

ગુણોનુંજ કાર્ય હોવાથી આપના નિર્ગુણ સ્વરૂપમાં પ્રવેશ કરી શકતાં નથી, અર્થાત્ આપના નિર્ગુણ સ્વરૂપમાં તો આમ કહેવું પણ બની શકતું નથી કે પરમાત્મા નિર્ગુણ ને નિર્વિકાર છે, કેમકે શબ્દના હોવાથીજ સગુણરૂપ સિદ્ધ થઇ જાયછે. હવે જો કોઇ પુરૂષ આમ કહે કે હું નિર્ગુણ નિરાકાર પરમાત્માને મારાથી પ્રથક્ જાણીને તેમનુ ધ્યાન કરૂં છું, તો કોણ જાણે તેની કેવી સમઝણ છે! કેમકે ધ્યાન તો સાકાર વસ્તુનું થાય છે, નિરાકારનું ધ્યાન થઈ શકતું નથી. અને આપશ્રીના નિર્ગુણ નિરાકાર સ્વરૂપને પ્રાપ્ત થઇને તો ધ્યાતા ને ધ્યેય ભાવરૂપ ભેદ બુદ્ધિજ લય થઇ જાય છે. જેવી રીતે સમુદ્રથી નીકળેલું જે એક ટીપું જળ તે સિંધુમાં પાછું મળી ગયા પછી પ્રથક્ થઇ શકતું નથી, તેવી રીતે આ જીવ જે આપનો અંશ છે તે આપના નિર્ગુણ સ્વરૂપને પ્રાપ્ત થઇને કેવી રીતે ભિન્ન થઇ શકશે ? કદાપિ ભિન્ન થઇ શકશે નહીં. પરંતુ ઘણાએક પુરૂષ એવું માને છે કે જીવ થોડા વખત સુધી પરમાત્મામાં લય થઈ ને જ્ઞાનનું ફળ સુખ ભોગવીને ફરી જન્મ મરણ રૂપી કાદવમાં પડે છે. તેમના એવા વિચારથી પ્રત્યક્ષ પ્રતીત થાય છે કે તેમને નિરાકાર પરમાત્માનું જ્ઞાન તો કયાંથી હોય? પણ હજી સુધી જીવના સ્વરૂપને પણ તે જાણતા નથી. વળી બીજું આ કેવી ભુલની વાત છે કે જ્ઞાનનું ફળ મોક્ષ માને પણ છે, અને આમ પણ કહે છે કે જ્યાં સુધી મોક્ષમાં જીવ રહે છે ત્યાં સુધી તેને કેવળ પરમાત્માની સ્મૃતિરૂપ જ્ઞાનજ રહે છે. હવે ભલા વિચાર કરવાનો વિષય છે કે જ્યારે થોડા જ્ઞાનનું ફળ જીવને કલ્પપર્યંત મોક્ષ મળ્યો, ત્યારે કલ્પપર્યંત મોક્ષમા જે જીવને જ્ઞાન રહ્યું તેનું ફળ શું આમ થશે કે જેથી પાછો જીવ જન્મ મરણના દુઃખરૂપ બંધનમાં બધાઇ જાય? કદાપિ તેમ થઇ શકે નહીં. કેમ કે જ્યારે થોડા જ્ઞાનનું ફળ કલ્પપર્યંત સુખ મળ્યું, ત્યારે કલ્પપર્યંત જ્ઞાનમાં રહેવાનું ફળ કેટલું બધું સુખ થશે ? અને વળી પાછું તે જ્ઞાનનું ફળ કેટલું બધું થશે ? એવી રીતે તેનાજ સિદ્ધાંતથી પણ આમ સિદ્ધ થાય છે કે જીવ એકવાર મોક્ષને પ્રાપ્ત થઇને ફરી જન્મ મરણને પ્રાપ્ત થતો નથી; હે રઘુનાથજી ! મોક્ષને પ્રાપ્ત થઇને પુનઃ જન્મનો હેતુ માનવામાં તેમની એવી સમઝ છે કે જીવ નિરંતર શુભાશુભ કર્મ કર્યા કરે છે. જ્યારે શુભ કર્મ વિશેષ થાય છે ત્યારે જીવ શુભ કર્મોના ફળ સુખને ભોગવવાને માટે પરમાત્મામાં લય થઇ જાય છે. અને જ્યારે શુભ કર્મોના ફળને ભોગવી લે છે ત્યારે પાછો શેષ રહેલાં જે અશુભ કર્મ તેનું ફળ દુઃખ ભોગવવાને માટે ફરી ત્યાંથી પાછો આવે છે. એથી આમજ સિદ્ધ થાય છે કે તેમને હજી મોક્ષના સ્વરૂપનું પણ જ્ઞાન નથી. કેમકે દુઃખની અત્યંત નિવૃત્તિ, અને સુખની અખંડ પ્રાપ્તિને મોક્ષ કહે છે, કે જેને પ્રાપ્ત થયા પછી ફરી દુઃખ થતું નથી. અને જો ફરી પણ દુઃખ થયું તો તે

મોક્ષજ ક્યાં થયો ! એથી પ્રતીત થાય છે કે તે પરમાનન્દ સ્વરૂપ પરમાત્માની પ્રાપ્તિરૂપ મોક્ષને પ્રાપ્ત થઇને વળી પણ દુઃખની ચાહના કરે છે. હે રઘુકુલ-ભૂષણ ! આપનું સ્વરુપ એવું કલ્પવૃક્ષ છે કે જેવી જેની ઇચ્છા હોય છે, તેની તે સર્વ ઇચ્છા પૂર્ણ થઇ જાય છે. વળી આ જુઓ કેવી સમઝણ છે કે પરમાનંદ સ્વરુપ પરમાત્માની પ્રાપ્તિનું ફળ એટલું પણ માનતા નથી કે પરમાત્માની પ્રાપ્તિથી શુભાશુભ કર્મ નષ્ટ થાય છે. વળી પ્રત્યક્ષ પણ જુએ છે કે જેવી રીતે પ્રચંડ અગ્નિ સુકા ને લીલા સર્વ કાષ્ટનો દાહ કરી નાખે છે, તેવી રીતે પરમ તેજ સ્વરુપ પરમાત્માનો આશ્રય થયાથી શુભાશુભ વાસના નષ્ટ થઇ જાય છે. અને જ્યારે વાસનાજ રહી નહીં, ત્યારે કર્મ ક્યાંથી થશે! અને પછી સુખ દુઃખ પણ કેમ કરીને થશે! વળી બીજું આ પણ અત્યંત અદ્ભુત ચરિત્ર છે કે પરમાત્માને સર્વ શકિતમાન્ માનીને પણ ફરી તેની પ્રાપ્તિથી શુભાશુભ કર્મોની નિવૃત્તિરૂપ શકિત પરમાત્મામાં માનતા નથી, અને પરમાનંદરૂપ પરમાત્માની પ્રાપ્તિથી ફરી પણ જન્મમરણરૂપ દુઃખનીજ ચાહના રાખે છે. એથી પ્રત્યક્ષ પ્રતીત થાય છે કે તે મુમુક્ષુ પણ નથી. કેમકે મુમુક્ષુ નામ તેનું છે કે જે કારણ સહિત જગત્‌ની નિવૃત્તિ અને પરમાનંદ સ્વરૂપ આત્માની અખંડ પ્રાપ્તિની ઇચ્છા કરે છે. એટલા માટે તે ભુલ્યા ભમતાઓને પ્રથમ આજ યોગ્ય છે કે તે આપના અવધવિહારી ધનુષધારી ને ભકતહિતકારી સ્વરૂપનું અર્ચન પૂજનાદિ કરી હૃદયમાં ધારણ કરીને ચિત્તને એકાગ્ર કરે કે જેથી પછી આપના નિર્ગુણ નિરાકાર સ્વરુપને જાણવાને સમર્થ થઇ શકાય છે. એ વિના કદાપિ આપના યથાર્થ સ્વરૂપને જાણવા સમર્થ થઇ શકાતું નથી. આ વિષયમાં તેમણે આમ સમજી રાખેલું છે કે નિર્ગુણ નિરાકાર ઇશ્વરના ગુણ કર્મ ને સ્વભાવનું જે ચિંતવન કરવું તેનુંજ નામ ઇશ્વરનું ધ્યાન છે. એવો સંકલ્પ પણ તેમનો કેવળ સંકલ્પજ છે. કેમકે તે પ્રથમ તો આપને નિર્ગુણ નિરાકાર કહે છે, અને પછી આપના શુદ્ધ સ્વરૂપમાં ગુણ કર્મ ને સ્વભાવનું આરોપણ કરે છે. આ વિચાર તેમનો પરમાર્થ તો ક્યાંથીજ હોય, પણ કેવળ અનર્થ રુપજ છે. કેમકે આપે જે ભકતવત્સલ ભાવપૂર્વક લોકોપકારહેતુ આપના નિર્ગુણ સ્વરૂપને સગુણરુપે પ્રકટ કર્યું છે. તેને તો તે જાણતાજ નથી. અને આપના વાસ્તવ શુદ્ધ સ્વરૂપને નિર્ગુણ નિરાકાર નિર્વિકાર કહીને પણ ફરી આપના ગુણ કર્મ ને સ્વભાવના ચિંતવનને ધ્યાન જાણીને કહે છે કે નિર્ગુણ શબ્દ પરમાત્મામાં સત્ રજાદિ ગુણોનો નિષેધક અને સર્વ શકિતમાન્ દયાળુ ને ન્યાયકારી ઇત્યાદિ દિવ્ય ગુણ વિશિષ્ટ પરમાત્માનો બોધક છે, અર્થાત નિર્ગુણ શબ્દ પરમાત્મામાં સઘળા ગુણોનો અભાવ રહેતો નથી. હવે વિચાર કરવાની

આવશ્યકતા છે કે જેવી રીતે નિર્ગુણ શબ્દ પરમાત્મામાં સઘળા ગુણોના અભાવને સિદ્ધ નથી કરતો, કિન્તુ સર્વ શકિત આદિ દિવ્યગુણ વિશિષ્ટ પરમાત્માનો બોધક છે, છતાં જો કદાચિત નિરાકાર શબ્દ પરમાત્માના સઘળા આકારનો નિષેધ કર્તા માની પણ લેવાય, તો પરમાત્મામાં શુન્યત્વાપત્તિ દોષ આવશે. એવી રીતે એમનાજ કથનથી સિદ્ધ થાય છે કે સત્ રજાદિ ગુણોથી રહિત હોવા વડે કરીને તો આપ નિર્ગુણ છો, અને સર્વ શકિતમાન્ સર્વજ્ઞ ને દયાળુ ઇત્યાદિ દિવ્ય ગુણ યુકત હોવાથી આપ સગુણ છો. તેમજ પંચભૌતિક મલીન આકાર રહિત હોવાથી આપ નિરાકાર છો. અને દિવ્ય સ્વસંકલ્પ રચિત આકાર હોવાથી આપ સાકાર છો. અર્થાત્ નિર્ગુણ ને સગુણ તથા નિરાકાર ને સાકાર બંને આપનાંજ રૂપ છે. તે સાકાર સગુણ મુર્તિનું ધ્યાન કરવાથી તો જિજ્ઞાસુ ચિત્તને શુદ્ધ કરે છે, અને આપના નિર્ગુણ નિરાકાર સ્વરૂપને પ્રાપ્ત થઇને કલ્યાણમય થઇ જાય છે, પરંતુ આ સિદ્ધાંત તેજ પુરુષોને પરમ સુખદાયક છે કે જેમણે મન અને ઇન્દ્રિયોને અધીન કરી લીધેલાં છે. પણ જે પુરૂષ મનને અધીન છે અર્થાત્ શબ્દ સ્પર્શાદિ વિષયોમાં આસકત છે તે આપના સ્વરૂપમાં પણ અનેક પ્રકારના તર્કો કરે છે.અર્થાત્ ઇશ્વરને સર્વ શકિતમાન્ જાણીને પણ જીવ અને માયાના પ્રાદુર્ભાવ રુપ શકિત પરમાત્મામાં માનતા નથી. કહેવાનો ભાવ આમ છે કે પોતાને પરમાત્માથી પણ સ્વતંત્ર અનાદિ સમજે છે, હું નથી જાણતો કે આ તેમની કેવી સમઝણ છે કે જે આપને નિર્વિકાર જાણીને પણ ફરી ગુણ કર્મ ને સ્વભાવનો વિકાર વળગાડેછે? કોણ જાણે તેમની બુદ્ધિ તેમને ત્યજીને કયાં ચાલી ગઇ છે! કેમકે આપના સગુણ રુપની તો નિંદા કરે છે જ પરંતુ આપના નિર્ગુણ નિર્વિકાર સ્વરૂપમાં પણ ગુણ કર્મ ને સ્વભાવ રૂપ કલંક લગાડે છે, એથી તે મહા દુર્દશાને પ્રાપ્ત થયેલ છે, થાય છે, અને હવે પણ એમજ થશે. અર્થાત તે આપના શુધ્ધ જ્ઞાનસ્વરૂપમાં ગુણ કર્માદિ વિકાર વળગાડે છે, અને આપે જે આપની કૃપાથી ભકતોના કલ્યાણાર્થ સગુણરૂપ પ્રકટ કરીને માધુર્યલીલા કરી છે તેને પણ નરચરિત્ર સમજે છે. કેમકે જે પુરૂષ શબ્દ સ્પર્શાદિ વિષયોમાં આસકત છે તે આપને કેવી રીતે જાણી શકશે ? કદાપિ જાણી શકશે નહીં, પણ જે પુરૂષ પર આપની કૃપા થઇ છે તે શમ દમાદિ સાધન યુકત થયો થકો આપને સહજમાં જે પ્રાપ્ત થઇ જાય છે. હે નાથ ! હું ઘણા કાળથી આપનાં ચરણોનું ધ્યાન કરતો છતો આ સ્થાનપર વસતો હતો, તે આજ તેનું પ્રત્યક્ષ ફળ, આપ જ્ઞાનસ્વરૂપનું દર્શન થયું; હવે મારી

આપ પાસે આ જ પ્રાર્થના છે કે આપ મને આપની અભેદભક્તિ અને આપનાં ભક્તોનો સંગ એ બે વસ્તુઓનું અખંડદાન દેવા દયા કરો. કેમકે જેવી રીતે આપે આપના નિર્ગુણસ્વરૂપને સગુણસ્વરૂપે પ્રકટ કરીને નરનાટ્ય કર્યું છે, તેવી રીતે આપ રાજા હોવાના કારણથી હું બ્રાહ્મણ ભિક્ષુક થઇને આપની પાસે આટલી ભિક્ષા માંગુ છું તે મને કૃપા કરીને આપો. આમાં કહેવાનો ભાવ આમ છે કે જેવી લીલા આપે કરી છે તેવી જ લીલા મારે પણ કરવી યોગ્ય છે, વળી આપ તો અદ્વૈતરૂપ તંતુપટવત્ વ્યાપક છો, તેથી આપની યથાર્થ સ્તુતિ કોણ કરી શકે તેમ છે ? એવી રીતનાં તેમનાં વચનો સાંભળીને જ્ઞાનસ્વરૂપ શ્રીરઘુનાથજી કહેવા મંડ્યા કે હે મુને ! જે પુરુષ તમે અદ્વૈતરૂપ અગસ્ત મુનીનો આશ્રય લે છે તે સ્વાભાવિક જ હું જ્ઞાનસ્વરૂપને પ્રાપ્ત થઇ જાય છે, અર્થાત સકલ પદાર્થોથી હઠીને જેની મારામાં અભેદ બુદ્ધિ થઇ છે તે પુરુષ મને પ્રાપ્ત થશે, પણ ભેદ–બુદ્ધિવાળો પુરુષ કદાપિ મને પ્રાપ્ત થઇ શકશે નહીં કેમકે મને તે જ પુરુષ પ્રાપ્ત થાય છે કે જે મને પરમાનંદ ને પરમ પ્રિય જાણે છે. વળી પરમાનંદ ને પરમ-પ્રિય તો પોતાનો આત્મા છે, કેમકે લૌકીક પદાર્થોમાં જે આનંદ છે તે પોતાના આત્મામાં જ છે, કાંઇ પદાર્થોમાં નથી. જેની રીતે શ્રોત્રમાં જ્યાં સુધી સૂક્ષ્મ શબ્દ તન્માત્રાસ્થિત છે ત્યાં સુધી શ્રવણ શબ્દને ગ્રહણ કરે છે, પણ જ્યારે શબ્દ ગુણ રહેતો નથી ત્યારે પુરૂષ બહેરો થઇ જાય છે. એવી રીતે ત્વચામાં જ્યાં સુધી સ્પર્શ તન્માત્રા રહે છે ત્યાં સુધી ત્વચાવડે કરીને શીતોષ્ણનું જ્ઞાન થયા કરે છે; પણ જ્યારે ત્વચામાં સ્પર્શ ગુણ રહેતો નથી, ત્યારે ત્વચા વડે કરીને શીતોષ્ણનું જ્ઞાન પણ થતું નથી. અર્થાત કોઇના જેટલા અંગનો સ્પર્શ ગુણ દૂર થઇ જાય છે ( જેટલાં અંગ શૂન્ય પડી જાય છે ) તેટલા જ અંગમાં શીતોષ્ણનું ભાન થતું નથી; એવી રીતે નેત્રોમાં જે કારણરૂપ વડે કરીને સૂક્ષ્મ તન્માત્રા સ્થિત છે તેથી નેત્ર રૂપને નિરખે છે, પણ જ્યારે રૂપ તન્માત્રા રહેતી નથી ત્યારે નેત્રોથી કાંઇપણ નિરખી શકાતું નથી; વળી તેવી જ રીતે રસ તન્માત્રા જીહ્વાના અગ્રભાગમાં રહે છે. તે રસની સાથે જ્યારે કોઇ રસનો સંબંધ થાય છે ત્યારે રસનું જ્ઞાન થાય છે, નહિં તો થતું નથી; એવી રીતે નાસિકામાં જે ગંધ તન્માત્રા છે, તેથી ગંધનું જ્ઞાન થાય છે, નહીં તો થતું નથી. એથી આમ જ સિદ્ધ થયું કે આપણામાં જે આનંદ છે તે જ પદાર્થોમાં આનંદનો હેતુ છે, અને આપણામાં જે આનંદ છે તે જ આત્મા છે, બીજું કાંઇ નથી. એથી પ્રત્યક્ષ પ્રતીત થાય છે કે આપણો આત્મા જ પરમાનંદ છે, અને તે જ પરમ પ્રિય પણ છે. કેમકે વ્યવહાર સમ્બન્ધી સ્ત્રી, પુત્ર, ધન ને ધામાદિકમાં જે પ્રીતિ છે તે આપણા આત્માને અર્થે જ છે અને પરમાર્થ સંબંધી ધૈર્ય, સંતોષ, સત્સંગ, જ્ઞાન, ભક્તિ ને ગુરૂસેવાદિકમાં જે

પ્રેમ છે તે પણ પોતાનાં જ કલ્યાણાર્થે, અને પોતાના આત્મામાં જે પ્રીતિ છે તે પણ પોતાને અર્થે જ છે, કોઇ બીજા હેતુને માટે નથી. એટલા માટે આત્મા જ પરમ પ્રિય છે, તેથી આત્મા જ પરમાનંદ ને પરમ પ્રિય છે. વળી જે પુરૂષ મને જ પરમાનંદ ને પરમપ્રિયરૂપ પોતાનો આત્મા જાણીને મારો આશ્રય લે છે તે જ પુરૂષ મને પ્રાપ્ત થાય છે, પણ ભેદબુદ્ધિવાળો પુરૂષ તો મને જાણવાનો પણ અધિકારી નથી, કેમકે તે મને તો પરમ પ્રિય સમઝતો જ નથી; પણ જે પોતે પોતાને પરમ પ્રિય જાણીને પોતાનાં કલ્યાણાર્થ મને પોતાનાથી પ્રથક્ જાણીને મારી સાથે પ્રીતિ કરે છે, તે પુરૂષ ભેદયુક્ત ભક્તિ વડે કરીને મને પામવા ઇચ્છે છે, પણ તે કેવી રીતે થઇ શકશે? કદાપિ થઇ શકશે નહીં. પણ જેણે તમે અદ્વૈતરૂપ અગસ્ત્ય મુનીનો આશ્રય લીધો છે, અર્થાત્ જે પુરૂષ મને પોતાનો આત્મા જાણીને જ અભેદ ઉપાસનાયુક્ત થયેલો છે તે તો મારો આત્મા જ છે; એ પ્રમાણે કહીને જ્ઞાનસ્વરૂપ શ્રીરઘુનાથજી ફરી માધુર્યલીલા કરવા મંડ્યા. હે મુનિવર ! આપ કૃપા કરીને મને અહિંઆં કોઈ નિર્વિઘ્નસ્થાન બતાવો, કે જ્યાં-આગળ હું થોડો કાળ નિવાસ કરૂં. તે સાંભળી અદ્વૈતરૂપ અગસ્ત્યજી હસીને બોલ્યા કે આપ તો બ્રહ્મ છો, અર્થાત્ સર્વવ્યાપક છો. હું આપને ક્યાં સ્થાન બતાવું ? પરન્તુ આપે જે નરલીલા કરી છે કે જેને જોઈ વા સાંભળીને બુદ્ધિમાન્ મનુષ્ય તો આનંદિત થાય છે ને મૂઢ મોહને પ્રાપ્ત થઈ દુઃખના સમુદ્રમાં ડુબે છે, એથી કાંઇક કહું છું. હે નાથ ! અહિંઆંથી થોડે જ છેટે અતિ શોભાયમાન એક પંચવટી નામનું સ્થાન છે, ત્યાં આપ નિવાસ કરો. અર્થાત્ શબ્દ, સ્પર્શ, રૂપ, રસ ને ગંધ આ પાંચ જડ વડના વૃક્ષ જે પુરૂષના ચિત્તને છાયા કરી રહેલાં છે, ત્યાં આપ નિવાસ કરો. કહેવાનો ભાવ એવો છે કે જે પુરૂષને એ પાંચે પોતાનામાં આસક્ત કરીને દુઃખ દેતાં નથી તે પુરૂષના ચિત્તનું નામ પંચવટી. હે સ્વામિ ! આપ તે પુરૂષના ચિત્તરૂપ પંચવટીમાં વિરાજમાન થાઓ. મુનિનાં એવાં વચન સાંભળીને જ્ઞાનસ્વરૂપ શ્રીરામચંદ્રજી મુનિને પ્રસન્ન કરતા થકા પંચવટીમાં જઇને રહેવા મંડયા. તે સ્થળે એક દિવસ એકાંત સમય જોઇને લોકોપકાર થવાના હેતુથી વિવેકરૂપ લક્ષ્મણજી જ્ઞાનસ્વરૂપ શ્રીરામચંદ્રજી પાસે પ્રશ્ન કરવા મંડ્યા કે હે સ્વામિન્ ! આ જીવ દુઃખરૂપ જગત્જાળમાં ફસેલો નાના પ્રકારે કલેશ પામે છે, આ જાળથી તેને છૂટવાનો ઉપાય હું આપના શ્રીમુખથી શ્રવણ કરવા ઇચ્છું છું કે જેમાં પ્રેમ, પરા ભક્તિ, વૈરાગ્ય, અને વિજ્ઞાન સહિત જ્ઞાનનું શાંતિ આપનારૂં વર્ણન આવે તેમ સંભળાવવા કૃપા કરશો. હે નાથ ! આ અમૃતને પાવાને માટે આપ જ સુધાસિંધુરૂપ છો, બીજું કોઇ અતિ અલ્પ પ્રમાણમાં પણ કરી શકવા સમર્થ નથી. એવા પ્રકારનાં તેમનાં વચન સાંભળીને જ્ઞાનસ્વરૂપ શ્રીરઘુનાથજી

પરમપ્રિય વચન બોલવા મંડયા કે હે લક્ષ્મણ ! જે ગુપ્તથી પણ ગુપ્ત, ને તેથો પણ અત્યંત ગુપ્ત. પરમ પરમતત્ત્વ છે તે હું તારી આગળ કહું છું તેને ચિત્તને સાવધાન કરીને સાંભળ, કે જેને જાણવાથી પુરૂષ ભ્રમને તજી દે છે. અર્થાત્ સંસાર સત્ય છે વા અસત્ય, આવો સંશય છે તે જતો રહે છે. આમાં કહેવાનો ભાવ આમ છે કે સમગ્ર દશ્યાદશ્યને આત્મા જાણીને જ આનંદસ્વરૂપ પોતાના આત્મામાં મગ્ન થઈ જાય છે. આ હેતુથી હું પ્રથમ કલ્પિત વ્યવહારનું વર્ણન તારી આગળ કરી બતાવું છું, ને પછી તેની નિવૃત્તિનું સાધન જે વિજ્ઞાનયુક્ત જ્ઞાન તે તને સંભળાવીશ. હે ભાગ્યવાન્ નાગેશ ! સૃષ્ટિથી પર ક્રીયા રહિત એક ચૈતન્ય આત્મા જ છે. બીજું કાંઇપણ નથી. વળી ત્યાં કાંઇ કથન શ્રવણ પણ નથી, પરંતુ જ્યાં કહેવા સાંભળવાનો વ્યવહાર છે, ત્યાં તે ચૈતન્ય આત્માને આશ્રયે અભિન્નરૂપથી માયા સ્તિ છે, એમ કલ્પના કરવામાં આવી છે. જેવી રીતે સૂર્યથી પ્રકાશ પ્રથક્ નથી, અને વળી તે સૂર્યને આશ્રયેજ છે, તેવી રીતે માયા ચૈતન્યથી પ્રથક્ નથી અને ચૈતન્યના આધારે સઘળી પ્રવૃત્તિ કરે છે. તેજ શકિતને સાંખ્ય મતવાળા આદિ પ્રકૃતિ કે કારણ કહે છે, વળી કોઈ મિથ્યા કહે છે. પણ ઘણાએક આચાર્ય તેને સંસારબંધન અવિદ્યા કહે છે. ઇત્યાદિ બીજા પણ અનેક અનેક રીતે કહે છે, પણ તે સર્વ ત્યાં સુધી પોતપોતાના મતાનુસાર અનેકાનેક તર્કો કર્યા કરે છે કે જ્યાં સુધી સર્વાધિષ્ટાન જે ચૈતન્ય છે તેને જાણુતા નથી. જેવી રીતે કોઇ માર્ગમાં અતિ ઘણા પુરૂષ ચાલ્યા જાય છે, અને તેને સર્વને એક રજ્જુમાં પ્રથક્ પ્રથક્ ભ્રમ થયો. અર્થાત્ તેમાંથી એકે તો તે રજ્જુને સર્પ જાણ્યો, એકે દંડ જાણ્યો, કોઇને તેમાં માળાનો ભ્રમ થયો, તો કોઇએ તેમાં જળધારાની કલ્પના કરી. એવી રીતે સવને ભિન્ન ભિન્ન ભ્રમ થયો, પરંતુ તે સર્વ પોત પોતાના સંકલ્પને મિથ્યા જાણુતા નથી. કિંતુ સત્ય સમજીનેજ પોતપોતાના :પક્ષને સિદ્ધ કરવાને માટે અનેકાનેક યુક્તિએઃ ત્યાં સુધી કલ્પે છે કે જ્યાં સુધી તે રજ્જુનું યથાવત્ જ્ઞાન થતું નથી, પણ જ્યારે દોરડીનું તેમને યથાર્થ જ્ઞાન થઈ જાય છે, ત્યારે તે સર્વ લોકો ચુપચુપ થઇ જાય છે. તેવી રીતે જ્યાં સુધી સર્વાધિષ્ઠાન આત્માનો બોધ થતો નથી, ત્યાં સુધી સર્વ લોકો પોતપોતાની બુદ્ધિના અનુસાર અનેક ઝઘડાં ઉપાડે છે. પણ જે સમય જ્ઞાન થઇ જાય છે તે સમય સર્વ મૌન થઇ જાય છે. અને જો બોલે છે તો પક્ષપાતથી રહિત થઇને નિર્વાણ શબ્દનું કથન કરે છે. કેમકે શક્તિ કાંઇ ચૈતન્યથી ભિન્ન નથી, કે જેમાં તર્ક બની શકે; પરંતુ વ્યવહાર સિદ્ધિને માટે તે જ શક્તિ ચૈતન્યની સત્તાથી મહત્તત્વને ઉત્પન્ન કરે છે; જેવી રીતે પુરૂષનું, વીર્ય સ્ત્રીના રજની સાથે સંબંધ પામીને બંનેનો એક પિંડ બને છે કે જેની અંદર અનેક ગુણ સ્થિત છે, એવીજ રીતે ચૈતન્યનો અંશ પ્રકૃતિની સાથે મળીને મહ-

તત્વ થયું, કે જેમાં સર્વ સંસારના કારણ રૂપ જે શબ્દ,સ્પર્શ, રૂપ,રસ ને ગંધરૂપ સૂક્ષ્મ પંચ તન્માત્રાદિ અનેક ગુણ સ્થિત છે, તે મહત્તત્વથી ચૈતન્યની સત્તાથી ત્રિગુણાત્મક અહંકાર થયો. તે અહંકારથી પ્રથમ સૂક્ષ્મ શબ્દતન્માત્રા પ્રકટ થઈ. ને શબ્દથી આકાશ થયું. તેથી આકાશમાં શબ્દ ગુણ છે. ને શબ્દ ને આકાશ સહિત સ્પર્શથી વાયુ થયો. આ કારણથી વાયુમાં શબ્દ ને સ્પર્શ બંને ગુણ છે. શબ્દ, આકાશ, સ્પર્શ ને વાયુ સહિત રૂપથી અગ્નિ થયે. તેથી અગ્નિમાં શબ્દ, સ્પર્શ ને રૂપ એ ત્રણે ગુણ છે. શબ્દ, આકાશ, સ્પર્શ, વાયુ રૂપ ને અગ્નિ સહિત રસમાંથી જળ થયું. આ હેતુથી જળમાં શબ્દ, સ્પર્શ, રૂપ ને રસ એ ચારે ગુણો છે, તેમજ શબ્દ, આકાશ, સ્પર્શ, વાયુ, રૂપ, અગ્નિ, રસ, ને જળ સહિત ગંધથી પૃથ્વી થઈ. એટલા માટે પૃથ્વીમાં શબ્દ, સ્પર્શ, રૂપ, રસ ને ગંધ આ પાંચે ગુણ છે. એવી રીતે ત્રિગુણાત્મક મહત્તત્વથી સૂક્ષ્મ તન્માત્રા સહિત પાંચ તત્વ થતાં હવાં કે જેમાંથી સમગ્ર જગતની રચના થઇ છે. હે તાત વિવેક રૂપ લક્ષ્મણ! તે વાતને પણ સાંભળ. તે પાંચે તત્વનાં સત્વગુણ અંશમાથી શ્રોત્ર, ત્વક્, ચક્ષુ, રસના ને ઘ્રાણ એ પાંચ જ્ઞાનેંદ્રિયો અને અંતઃકરણ થતું હવું; રજોગુણ અંશથી વાક્, પાણી, પાદ, વાયુ ને ઉપસ્થ આ પાંચ કર્મેંદ્રિયો. અને પ્રાણ, અપાન, વ્યાન, ઉદાન ને સમાન આ પાંચ પ્રાણ થતા હવા. એવી રીતે પાંચે તત્વોના સત્વગુણ ને રજોગુણ અંશથી તો સૂક્ષ્મ સૃષ્ટિ થતી હવી. અને તમો ગુણ અંશથી પંચીકરણ થઇને સ્થૂલ સૃષ્ટિ થઇ. એવી રીતે જ્યારે રચના થઈ અર્થાત્ સ્થૂળ ને સૂક્ષ્મ એમ બે રૂપે સંસાર થયો ત્યારે બુદ્ધિ સત્વગુણનું કાર્ય હોવાથી તેમાં પડેલું જે ચૈતન્યનું પ્રતિબિંબ તેને જીવ કહે છે. તે જીવ પોતાના બિંબ અર્થાત્ ચૈતન્યથી ભિન્ન નથી. કેમકે જીવ તેજ ચૈતન્યની સંજ્ઞા છે કે જે સ્થૂળ સૂક્ષ્મ શરીરાદિનો અભિમાની છે. અર્થાત્ જેની મિથ્યા દેહમાં સત્ય બુદ્ધિ છે, કે હું બ્રાહ્મણ છું, ને સર્વનો પૂજ્ય છું, અથવા હું ક્ષત્રીય છું ને બળવાન છું; એવી રીતે જેની અસત્યમાં સત્ય બુદ્ધિ થઇ રહેલી છે, તે અજ્ઞાનીનું નામ જીવ છે. પણ જેણે દેહાદિ વ્યવહારને મિથ્યા જાણીને તેમાંથી આસકતતા ત્યજી દીધી છે અને નિત્યોહં નિર્ગુણોહં નિર્વિકારોહં, નિષ્ક્રિયોહં એવા પદમાં જે સ્થિત થયેલો છે તે પુરૂષ આનંદ સ્વરૂપ પોતાના આત્માને પ્રાપ્ત થાય છે. જેવી રીતે પિતાનું વીર્ય માતાના રજ સાથે સંબંધ પામીને પુત્ર રૂપ થઈ જાય છે, ને તેજ પુત્ર પિતાના અનુસાર જાતિ. ધર્મ, શીલ ને સંતોષાદિ ગુણો વડે કરીને પ્રશંસા યુકત થયો થકો પિતાના પદને પ્રાપ્ત થઇ જાય છે, તેવી રીતે પ્રકૃતિમાં પડેલો જે પરમાત્માનો અંશ છે તે જ જીવ છે. તેથી આ જીવ જો પરમાત્માની રીતિ પર ચાલે તો પરમાત્મા જ છે. અર્થાત્ દેહાભિમાનનો ત્યાગ કરીને દંભ રહિત આચરણ કરે તો તે પરમાત્માજ

થઇ જાય છે. કહેવાનો ભાવ આવો છે કે સર્વ પ્રાણી માત્ર પર દયા રાખે અને કોઇ નિંદા કરે તો દુઃખી, અને સ્તુતિ કરે તો સુખી થાય નહી. નિરભિમાન થઇને ગુરૂને મારી સમાન જાણીને તેની સેવામાં તત્પર રહે અને ઉપરથી મૃતિકા જળ આદિથી શુદ્ધ રહે, અંતઃકરણમાંથી કામ ક્રોધાદિ વિકારોનો ત્યાગ કરીને શુદ્ધ રહે, અને શિવજીની પૂજામાં સદૈવજ તત્પર રહે, કેમકે પરમાત્મા શિવજી ઘણાજ શીઘ્ર પ્રસન્ન થઇને કલ્યાણ કરે છે. પરધન પરદારાદિથી ચિત્તને હઠાડીને સ્વધર્માનુસાર ચેષ્ટા કરતો છતો એકાંતમાં નિવાસ કરી આત્મજ્ઞાનને અર્થે યત્ન કરે, વિષયી મનુષ્યોના સંગનો સદૈવજ ત્યાગ કરે, કેમકે પ્રાણી જેવી રીતે ઉષ્ણતાથી દુઃખી તો થાય છે, પરંતુ મૃત્યુને પ્રાપ્ત થઇ જતો નથી. પણ જ્યારે તેજ ગરમીનો સંબંધ થઇને જે પવન લાગે છે, કે જેને લૂ કહે છે, તેથી પ્રાણી શીઘ્રજ મરી જાય છે. તેવી રીતે વિષયોના સંબંધથી પુરૂષ દુઃખી તો થાય છે, પરંતુ નાશ પામતો નથી. પરંતુ વિષયી પુરૂષોના સંયોગથી તો મનુષ્ય આ લોક ને પર લોક બંનેથી નષ્ટ ભ્રષ્ટ થઇ જાય છે, તેમાં કિંચિત્ પણ સંદેહ નથી. એટલા માટે દુર્જનોના સંગનો સદૈવજ ત્યાગ કરવો. અને એક આત્મા સર્વમાં પરિપૂર્ણ રહેલ છે, બીજું કાંઇ નથી. એવી રીતે તદાકારવૃતિ થવી અર્થાત્ આત્મપદમાં સ્થિતિ થવી તેને વિજ્ઞાન કહે છે. કેવો છે તે આત્મા કે જે મનનો સંકલ્પ, ચિત્તનું ચિંતન, બુદ્ધિનો નિશ્ચય, ને અહંકારનું અભિમાન નથી. તેમજ કામ, ક્રોધ, લોભ ને મોહાદિક પણ જેમાં નથી. તથા આવરણ રહિત સ્વયં પ્રકાશરૂપ સૂર્યવત્ પોતાની સત્તા અર્થાત્ પ્રકાશથી મન ઇન્દ્રિયો ને દેહાદિકને પ્રવૃત્તિ કરવાની શક્તિ આપનારો અને પોતે પંડે સર્વથી પ્રથક્ સદા એક રસ પરિપૂર્ણ અદ્વિતીય, કે જેની સમાન બીજું કોઇ નથી. સર્વનો દ્રષ્ટા, અને સ્વઅનુભવગમ્ય અર્થાત બુદ્ધિનો પણ વિષય નથી. એવી રીતે ગુરૂના ઉપદેશથી અને વેદાંત શાસ્ત્રના અવલોકનથી જીવાત્મા ને પરમાત્માની એકતા રૂપ જ્ઞાન જે સમયે પરિપક્વ થાય તેજ સમયે કાય કારણરૂપ અવિદ્યામાંજ લીન થઇ જાય છે, અને તેજ મુક્તિનો ઉપાય છે. અર્થાત્ જીવાત્મા પરમાત્માની એકતારૂપ પરિપક્વ જ્ઞાન વાળાને જ જીવન્મુક્ત કહે છે. હે લક્ષ્મણ ! જેવી રીતે કોઇ રાજા સ્વપ્નમાં દરિદ્રી થઇ ગયો, અને પોતાના બંધુઓમાં પડયો પડયો દુઃખ પામે છે, પણ વાસ્તવમાં તો નથી તેનું ધન હરાઇ ગયું, તેમ નથી તેને કાંઇ દુઃખ થયું, પરન્તુ તે સ્વપ્નનું મિથ્યા દુઃખ પણ જ્યાં સુધી તે નિદ્રાથી જાગશે નહીં ત્યાં સુધી નિવૃત્ત થશે નહીં, એવી રીતે જીવ મોહરૂપી નિદ્રામાં સૂતો સૂતો અનેક પ્રકારે સંસારરૂપ સ્વપ્નને જોઇને દુઃખ પામે છે, આ દુઃખ યદ્યપિ મિથ્યા છે, પરન્તુ જ્યાં સુધી મોહ નિદ્રાનો પરિત્યાગ કરતો નથી, ત્યાં સુધી મિથ્યા દુઃખથી પણ છુટતો નથી.

એટલા માટે પ્રાણીમાત્રને આજ યોગ્ય છે કે મોહનો ત્યાગ કરીને આત્મજ્ઞાન પ્રાપ્ત કરવાનો યત્ન કરે, અને જ્યારે મોહરૂપ નિદ્રાથી જાગે છે ત્યારે એક આત્મા જ આત્મા નજરે પડે છે, કે જેમાં દુઃખનો લેશ પણ નથી. હે લક્ષ્મણ! આ જે વિજ્ઞાન સહિત જ્ઞાન કે જે મોક્ષનું સાધન છે તે મેં પરિપૂર્ણ તારી આગળ કહેલું છે. જે પુરૂષ મારી ભકિત વડે કરીને યુક્ત છે તેને તો આ મોક્ષ માર્ગ અત્યંત સુલભ છે, પણ જે મારી ભક્તિથી વિમુખ છે તેને તો સર્વ દુઃખની નિવૃત્તિરૂપ મોક્ષ દુર્લભ છે, અર્થાત્ શુષ્ક જ્ઞાન વાળાનો શ્રમ નિષ્ફળ જાય છે; જેવી રીતે નેત્રવાળા પુરૂષને પણ રાત્રિમાં સઘળા પદાર્થોનું સમ્યક્ જ્ઞાન થતું નથી પણ જ્યારે તે હાથમાં દીપક લઇ લે છે ત્યારે સર્વ વસ્તુઓને જોઈ શકે છે; તેવી રીતે જે પુરૂષ જ્ઞાન અને મારી ભક્તિ વડે કરીને યુક્ત છે તેને આત્મા સર્વત્રજ પ્રકાશી રહેલો દેખાય છે. હવે મારી ભક્તિની પ્રાપ્તિનું જે • કારણ છે તેને પણ સાંભળો. યમ[1], નિયમ, આસન, પ્રત્યાહાર, ને પ્રાણાયામાદિ વડે કરીને હૃદય શુદ્ધ છે જેનું, અર્થાત્ કામ ક્રોધાદિ નિવૃત્ત થઇ ગયા છે જેના, અને [2]ધારણા, ધ્યાન ને સમાધિ વડે કરી શાંત પદમાં સ્થિત થયા છે જે, અથવા [3]વિવેક, વૈરાગ્ય, શમ, દમ, ઉપશમતા, તિતિક્ષા, શ્રદ્ધા, સમાધાન ને મુમુક્ષુતા વડે કરીને ચિત્ત શુદ્ધ થયું છે જેનું, તથા શ્રવણ[4], મનન, નિદિધ્યાસન ને સાક્ષાત્કાર વડે કરીને જ્ઞાનસ્વરૂપ આત્માકાર વૃત્તિની નિત્ય પ્રાપ્તિ થઈ છે જેને, એવા મારા ભક્તોની

૧ યમ—પ્રાણીમાત્ર પર દયા રાખવી; સત્ય બોલવું, બ્રહ્મચર્ય અર્થાત્ ઇન્દ્રિયોને જીતવી, ને ચોરી આદિ નિષિદ્ધ ચેષ્ટા કરવી નહીં. નિયમ-શૌચ, સંતોષ, તપ, સ્વાધ્યાય વિચાર, ઇશ્વર ભકિત, ને ગુરૂસેવા. આસન—પદ્માદિ. પ્રત્યાહાર—મન સ્વાધીન. પ્રાણાયામ-શ્વાસ રોકવો.

૨ ધારણા—ચિત્તને એકાગ્ર કરવું. ધ્યાન—પોતાના ઇષ્ટ દેવનું હૃદયમાં ધ્યાન કરવું. સમાધિ—અંતઃકરણનું બ્રહ્માકાર પરિણામ થવું.

૩ વિવેક—સત્યાસત્ય વસ્તુનું જ્ઞાન, અર્થાત્ બ્રહ્મ સત્ય છે અને સંસાર અસત્યં છે, વૈરાગ્ય—મિથ્યા જે આ લોક ને પરલોકના ભોગ તેની ઇચ્છાનો ત્યાગ. શમ—મનને રોકવું દમ—શ્રોત્રાદિ ઇન્દ્રિયોને શબ્દાદિ વિષયોથી રોકવી. ઉપશમતા—સ્વધર્માનુષ્ઠાન કરવું, અર્થાત્ જગતથી ઉપરામ થઇને મોક્ષને માટે યત્ન કરવો. તિતિક્ષા—શીતોષ્ણ ને સુખ દુઃખાદિ દ્વંદ્વને સહેવું. શ્રદ્ધા—ગુરૂનાં ને વેદાંતનાં વાકયોને કલ્યાણકારક જાણીને તેમાં દ્રઢ વિશ્વાસ રાખવો. સમાધાન—ચિત્તને એકાગ્ર કરવું. અર્થાત્ પૂર્વોક્ત નિયમોને ધારણ કરવા. મુમુક્ષુતા—કારણ સહિત જગતની નિવૃત્તિ અને પરમાનંદની પ્રાપ્તિરૂપ મોક્ષની ઇચ્છા.

૪ શ્રવણ—સત્શાસ્ત્રનો વિચાર કરવો, અથવા શ્રદ્ધાપૂર્વક શ્રીગુરૂના મુખથી શ્રવણ કરવું. મનન—ગુરૂમુખથી સાંભળીને એકાંતમાં સ્થિત થઇને વિચાર કરવો. નિદિધ્યાસન—ગુરૂ મુખથી શ્રવણ કરેલાં જે શાસ્ત્રનાં વાક્ય તેને પરમપ્રિય જાણીને ધારણ કરવાં, અર્થાત્ તદનુસાર પ્રવૃતિ કરવી. અને સાક્ષાત્કાર તત્વમસિ આદિ મહાવાકયોથી જીવ બ્રહ્મની એકતાનો નિશ્ચય કરવો.

જે સેવા અને તેમનો સદાકાળ જે સંગ છે તેજ એક મારી ભક્તિનું સાધન છે બીજું કોઇ સાધન નથી. હે વત્સ! આ જે ગુપ્તથી પણ ગુપ્ત રહસ્ય મેં તારી આગળ કહ્યું છે, તે યુક્તિથી રાખવા યોગ્ય છે; અર્થાત જે પુરૂષ શબ્દ, સ્પર્શાદિ વિષયોમાં આસક્ત છે, તે આ ઉપદેશનો અધિકારી નથી. માટે તેને આ અમૃતરૂપ વચનો કહી સંભળાવવાં નહી. એવી રીતે જ્ઞાનસ્વરૂપ શ્રી રામચંદ્રજીનાં પરમ પવિત્ર વચનોને સાંભળીને આનંદમાં મગ્ન થઇ વિવેકરૂપ લક્ષ્મણજી શ્રીરઘુનાથજીનાં ચરણોમાં ઢળી પડયા, અને શ્રીરામચંદ્રજીએ પણ તેમને પ્રેમ સહિત ઉપાડીને હૃદય સાથે ચાંપી દીધા. એવી રીતે આનંદપૂર્વક ત્રણે અદ્ભૂત સ્વરુપ ત્યાં પંચવટીમાં નિવાસ કરતાં હતાં, તે સમય જ્ઞાન સ્વરૂપ શ્રી રામચંદ્રજીએ એવી અદ્ભૂત લીલા કરી કે શાંતિ રૂપિણી સીતાજીને અગ્નિ સ્વરૂપ પોતાના આત્મામાં લય કરી લીધાં, અને વિલાસને માટે પોતાની માયાથી એવી જાતનું સીતાજીનું બીજું કલ્પિત સ્વરૂપ કરી દીધું, પરન્તુ તેમની લીલાને જાણવાને કોઇ પણ સમર્થ નથી. આ કારણથી તે વાત લક્ષ્મણજી પણ જાણી શક્યા નહીં. ત્યાર પછી થોડા એક દિવસે હત્યારી તૃષ્ણારુપી શૂર્પનખાને શું સુઝ્યું કે તેણે જ્ઞાન સ્વરૂપની પરીક્ષા કરી. અર્થાત્ તૃષ્ણાએ વિચાર કર્યો કે જ્ઞાન સ્વરૂપ રામચંદ્રજીને રાજ્યની તૃષ્ણા થઇ જાય. કહેવાનો ભાવ આમાં આમ છે કે રાજા દશરથજીના મરણનો વિચાર કરીને રાજ્યની ઇચ્છાથી અયોધ્યાજી ભણી પાછા વળી જાય, તેથી મારાભાઇ અજ્ઞાન રૂપ રાવણાદિ રાક્ષસોનો નાશ ન થાય એવો વિચાર કરીને તે શ્રીરામચંદ્રજીને કહે છે કે આપ મને વરી લો. અર્થાત્ હું તૃષ્ણાને ધારણ કરો. એવું સાંભળી વિવેકરૂપ લક્ષ્મણજીએ તૃષ્ણારૂપી સૂર્પનખાનું નાક કાપી નાખ્યું, ત્યારથી તૃષ્ણા નકટી છે. અર્થાત્ સન્મુખ ઉભી રહી શકતી નથી. કેમકે વિચાર કરીને તૃષ્ણાની ભણી જોવામાં આવે તો તૃષ્ણા પણ વન્ધ્યાના પુત્રવત્ મિથ્યા છે. ત્યાર પછી તે તૃષ્ણાએ દુઃખી થઇને પોતાના ભાઇ ખરદૂષણને મોકલ્યા કે તેમણે મને તો અંગભંગ કરી નાખી, પણ હવે તમે જાઓ. તૃષ્ણા ન થઇ તો ચાલ્યું, પણ હવે તેમને મોહ તો નિશ્ચયજ થશે. અર્થાત રામચંદ્ર એવો વિચાર તો અવશ્યજ કરશે કે રાજા દશરથનું મરણ થવાથી મારી માતા ભાઇ અને પ્રજા સર્વ દુઃખી થશે, તેમની રક્ષા કરવી અવશ્યજ મને ઉચિત છે. એવી રીતે મોહને પ્રાપ્ત થઇને અયોધ્યા પાછા ચાલ્યા જશે. એવું સાભળીને મોહરૂપ ખરદૂષણ પણ ઘણાએક રાક્ષસોને લઈને ક્રોધિત થઇને આવ્યા; ત્યારે જ્ઞાનસ્વરૂપ શ્રીરામચંદ્રજીએ મોહ રૂપ ખર દૂષણાદિ અનેકાનેક રાક્ષસોને ક્ષણવારમાં નષ્ટ કરી નાખ્યા, તેથી પછી જ્યારે સૂર્પનખાએ અજ્ઞાનરૂપ રાવણ પાસે પોતાની સર્વ હકીકત કહી ત્યારે રાવણે કામરૂપ મારીચ રાક્ષસને સમજાવ્યું કે ચાલો આ બંને

બાળકોની સાથે જે અતિ સુંદર સ્ત્રી છે તેને હરી આવીએ. મારીચ બોલ્યો હે રાક્ષસરાજ! તે બાળક નથી, તે તો સાક્ષાત્ જગદીશ્વર સચ્ચિદાનંદ છે. કેમકે એક સમય તે વિશ્વાસ રૂપ વિશ્વામિત્રના યજ્ઞમાં આવ્યા હતા, ત્યાં તેમણે હું કામરૂપ મારીચને મુનિના હૃદયમાંથી શબ્દરૂપ એકજ બાણથી કહાડી નાખીને અહીં ફેંકી દીધો છે, ત્યારથી હું તો તેમના પ્રભાવને જાણું છું, અને ભયભીત થઇને અહીંજ પડયો રહેલો છું. એટલા માટે તમે પણ એવો વિચાર ન કરો, નહીં તો સારૂં થશે નહીં, આ સાંભળી પાછું ફરી રાવણે કહ્યું કે અરે દુષ્ટ! તું મારા કહ્યા પ્રમાણે કરતો નથી, તારી બુદ્ધિ નષ્ટ થઈ ગઇ છે. અને જો તું આ સમય મારૂં કહ્યું માનીશ નહીં તો આ સમય તું મારે હાથે યમદ્વારને પ્રાપ્ત થઇશ. એમાં કિંચિત પણ સંદેહ નથી. તે વખત તે કામરૂપ મારીચ શ્રીરામચંદ્રજીના હાથથીજ મરવું શ્રેષ્ટ સમજીને કપટ વડે કરીને નામ રૂપ મૃગ બન્યો. જ્યારે શાંતિ રૂપિણી સીતાજીએ તે મૃગને જોયો ત્યારે તે કહેવા મંડ્યા કે હે સ્વામી! આ મૃગ અત્યંત સુંદર છે, આ મૃગનું ચર્મ મારા આસનને માટે લાવો. ત્યારે જ્ઞાનસ્વરૂપ રામચંદ્રજીએ કહ્યું કે તે મૃગ નથી. તમારી કામનાજ નામ રૂપ મૃગ થઇને પ્રતીત થઈ રહેલી છે, જેવી રીતે મૃગની તરશજ મરુ ભૂમિમાં જળરૂપ થઇને દેખાય છે. વાસ્તવમાં ત્યાં જળ કાંઈ નથી, તેવી રીતે કામરૂપ મારીચ તમને મૃગરૂપ થઇને પ્રતીત થાય છે. એવું સાંભળીને જ્યારે સીતાજી સંકોચને પ્રાપ્ત થયાં, ત્યારે અંતર્યામી શ્રીરામચંદ્રજી સીતાના ચિત્તનો ભાવ જાણીને મૃગની પાછળ ચાલ્યા. ત્યારે શાંતિ રુપિણી સીતાજીને અજ્ઞાનરુપ રાવણ હરીને લઇ ગયો. અર્થાત્ જ્યારે નામરૂપ અસત્ય મૃગને સત્ય દૃષ્ટિથી જોયો ત્યારે શાંતિ જતી રહી. આમાં કહેવાનો ભાવ આવો છે કે અસત્યમાં સત્ય બુદ્ધિ થતાંજ સત્યાસત્ય વસ્તુના વિવેકરૂપ લક્ષ્મણનો અભાવ થયે છતે શાંતિ જતી રહી. હવે જ્યારે રાવણ સીતાજીને લઇને જતો હતો ત્યારે માર્ગમાં ધર્મરૂપ જટાયુએ તેને જોઇને સીતાજીની રક્ષાને માટે રાવણની સાથે યુદ્ધ કરવા માંડયું, પરંતુ દુષ્ટ અજ્ઞાન રૂપ રાવણે તેને પણ મહાદુઃખ દીધું. અર્થાત્ અંગભંગ કરીને છોડી દીધો, અને સીતાજીને લઇ ગયો.કેમકે જ્ઞાન વિના અજ્ઞાનનો કોઇ પણ નાશ કરી શકતું નથી. ત્યાર પછી જ્ઞાનસ્વરૂપ શ્રીરામચંદ્રજી વિવેકરૂપ લક્ષ્મણજી સહિત શાંતિ રૂપિણી સીતાજીનો શોધ કરતા કરતા જ્યાં આગળ રાવણે દુઃખી કરેલો તે ધર્મરૂપ જટાયુ પડયો હતો તે સ્થળે આવી પહોંચ્યા. તે જટાયુ જ્ઞાનસ્વરૂપ શ્રીરામચંદ્રજીનાં દર્શન કરીને કૃતકૃત્ય થઇને ભગવાનશ્રીના ચરણોમાં આવી પડયો, અને થોડા વખત સુધી તો જ્ઞાનસ્વરૂપ શ્રીરામચંદ્રજીનાં દર્શનરૂપ સુખ સમુદ્રમાં ડુબી રહ્યો, પણ પછી ઉભો થઇને જે મૂર્તિને હૃદયમાં જોઇ રહ્યો હતો તેને સન્મુખ પ્રત્યક્ષ જોઇને સ્તુતિ કરવા મંડયો. ધર્મરૂપ જટાયુ બોલ્યો કે

હે સીતાપતે! યદ્યપિ આપનું સ્વરૂપ માયાની પાર તોલ માપથી રહિત છે, તથાપિ આપે આપના ભક્તોને માટે માયામય સ્વરૂપ ધારણ કર્યું છે, કે જેને હું આ સમય આ નેત્રોથી જોઈ રહ્યો છું, તેથી મારાં ધન્ય ભાગ્ય છે. હે પતિત પાવન! આપનું ધ્યાન બ્રહ્માદિ દેવતા પણ કરે છે, કેમકે સંસાર સમુદ્રથી પાર થવાનો હેતુ કેવળ આપના ધ્યાન રૂપ નૌકાજ છે, બીજો કોઇ પણ આધાર નથી. હે જગદીશ્વર! જે કોઇ પુરૂષ આપના ધ્યાન રૂપ નૌકાનો ત્યાગ કરીને અન્ય વસ્તુનો આશ્રય લે છે તે પુરૂષ આ સંસાર સમુદ્રમાંજ ડબકાં ખાતો ખાતો રાગ દ્વેષાદિ ગ્રાહોનો ગ્રાસ થઇ જાય છે. હે રઘુવંશભૂષણ! આપ અંતર્યામી રૂપે સર્વના હૃદયમાં સ્થિત છો, પરન્તુ જે પુરૂષ આપથી વિમુખ છે, અને આપને અંતર્યામી દૃષ્ટા જાણીને પણ અનર્થ કરે છે તેને વારંવાર ધિક્કાર છે! ધિક્કાર છે!! ધિક્કાર છે!!! કે જે આપથી બહિર્મુખ થઇને અનેક પ્રકારનાં દુઃખ પામે છે છતાં પણ પાછા વિષયાસક્તજ રહે છે, હે સંતસુખદાયક! જે પુરૂષ આપની ભક્તિને ત્યજીને સંસારી પદાર્થોથી સુખને ઇચ્છે છે તે મહા મૂર્ખ છે. કેમકે તે વસ્તુથી સુખની આશા કરવી જોઇએ કે જેમાં સુખ હોય, પણ આ સઘળા પદાર્થ તો મિથ્યા જડ ને દુઃખરૂપ છે. તેનાથી સુખની આશા કરવી તે એવું છે કે જેવી રીતે કોઇ પુરૂષ મૃગતૃષ્ણાનાં જળથી તૃષા શાંત કરવા ઇચ્છે છે. હે સ્વામીન્! આપ જેવું કોઇ પણ દયાળુ નથી કે જે હું નીચ પક્ષી પર દયા કરે. હે નાથ! આપને ધન્ય છે, ધન્ય છે, ધન્ય છે. આપના ગુણોનો કોઇ પણ પાર પામી શકતું નથી. કેમકે આપનું સ્વરૂપ ત્રણે ગુણોથી પર છે. જે પુરૂષ ગુણોમાંજ આસક્ત રહે છે તે આપને જાણવાનો અધિકારી નથી, પણ જેની આપની કૃપાથી નિર્ગુણ પદમાં સ્થિતિ થઇ છે, અર્થાત્ આત્માને ગુણોથી પ્રથક્ જાણીને ગુણોમાં આસક્ત રહ્યો નથી તે પુરૂષ આપને સહજમાંજ પ્રાપ્ત થઇ જાય છે. એવી કઠિનતાથી પ્રાપ્ત થનારૂં જે આપનું સ્વરૂપ છે તેને હું આ સમય આ નેત્રોથી જોઈ રહ્યો છું. તેથી મારા ભાગ્યને ધન્ય છે. હે નાથ! આપે મોટો અનુગ્રહ કરીને આપના ભક્તોના કલ્યાણાર્થ અને અજ્ઞાનરૂપ રાવણાદિ રાક્ષસોના નાશને માટે આપના જ્ઞાન સ્વરુપને પ્રકટ કર્યું છે એવી દયાળુતા છતાં પણ જે પુરૂષ આપ જ્ઞાન સ્વરુપ શ્રીરામચંદ્રને શરણાગત થતા નથી તે પુરુષને વારંવાર ધિક્કાર છે. હે રઘુકુળના કલ્યાણ કર્તા! મન વાણીનો અવિષય જે આપનું સ્વરુપ છે, તેને હું આ નેત્રોથી જોઈ રહ્યો છું. રામ રામ આ નામનો પ્રભાવ છે.અર્થાત્ જે પુરૂષનું ચિત્ત આપના નામમાં લીન થઇ ગયું છે તેને આપ દયાળુતાથી પ્રત્યક્ષ થઇને દર્શન આપો છો. એવા જે વગર કારણે પ્રસન્ન થનારા આપ છો તે મારા હૃદયમાં સદૈવજ વસો. એવી રીતે સ્તુતિ કરીને તે ધર્મરુપ જટાયુ જ્ઞાન સ્વરુપ શ્રીરઘુનાથજીનાં ચરણ કમળોમાં ગદ્દગદ્દ કંઠ થઇને

આળોટી પડયો. ફરી પાછો ઉઠીને કહેવા મંડયો કે હે જગદાધાર! આપનો મહિમા ઘણોજ વિચિત્ર છે, તેથી જાણી શકાતો નથી, અર્થાત્ આપમાં તો જગતનો લેશ પણ નથી કે જેમાં જગત્ સ્થિત થાય છતાં જગત્ પણ પ્રતીત થઇ રહેલું છે. એવી આપની અદભૂત લીલાને જોઇને બુદ્ધિ કાંઇ કામ કરી શકતી નથી, પરંતુ જેના ઉપર આપની કૃપા થાય તે જ પુરૂષ આ અણુઉપજેલી જગત્ જાળથી છૂટીને આપને જાણે છે. તથા જે આપની માયા વડે કહીને મોહિત થઇ રહેલ છે અર્થાત્ શબ્દ, સ્પર્શાદિ વિષયોમાં આસકત થાય છે, તે પુરૂષ આપને જાણી શકતો નથી. હે જગતના કારણરુપ માયાધિપતિ ! આપનાં દર્શનની આકર્ષણ શક્તિથીજ આ મારૂં શરીર રહ્યું હતું; નહીં તો ક્યારનો દેહને પ્રાણનો વિયોગ થઇ ગયો હોત. કેમકે જગન્માતા શાંતિ રૂપિણી સીતાજીને અજ્ઞાનરુપ રાવણ છળીને લઇ જતો હતો તે વખતે મેં તે દુષ્ટને રોક્યો, અને અનેક પ્રકારે દુઃખી પણ કર્યો, પરન્તુ તે ચંડાળે મને તો અંગભંગ કરીને પડતો મેલ્યો અને સીતાજીને લઇ ગયો. હે રઘુવંશભૂષણ ! ત્યારથી હું આપના દર્શનની અભિલાષાથી અહિંઆં જ પડયો રહેલો છું, તે હવે આપનાં દર્શનથી કૃતકૃત્ય થયો છું. હે નાથ ! તે અજ્ઞાનરૂપ રાવણનો નાશ કરવાને તો આપની કૃપાથી હું ધર્મરૂપ જટાયુ સમર્થ હતો જ, પરન્તુ આપનો નિયત કરેલો જે વ્યવહાર તેનું ઉલ્લંઘન કોણ કરી શકે છે ! હે સ્વામિન્ ! આપનો મહિમા આપ જ જાણો છો. જેનો પાર બ્રહ્માદિ દેવતા પણ પામી શકતા નથી, તેને કહેવાને હું તુચ્છબુદ્ધિ માંસાહારી પક્ષી કેવી રીતે સમર્થ થઇ શકું ! હું તો આપના પવિત્ર દર્શનથી મારા જન્મને જ સફળ કરતો થકો આપનાં પરમધામમાં જાઉં છું. એવી રીતે કહીને તે ધર્મરૂપ જટાયુ જ્ઞાનસ્વરૂપ શ્રીરામચંદ્રજીનાં ચરણોમાં આળોટવા માંડ્યો. જ્યારે પ્રસન્ન થઇને શ્રીરામચંદ્રજીએ જટાયુને કહ્યું કે હું તારા શરીરને સારૂં કરી દઉં છું. ત્યારે જટાયુએ કહ્યું હે સ્વામિન્ ! સંત લોકો હજારો ને લાખો વર્ષો સુધી યોગ જપ ને તપ કર્યા કરે છે કે મૃત્યુને સમય જ્ઞાનસ્વરૂપ શ્રીરામચંદ્રજીનું સ્મરણ થાય, છતાં પણ તેમને તો અતિ મુશ્કેલીથી એવો સુઅવસર સાંપડે છે, કે જે મને આ સમયે સ્વભાવિકે જ પ્રાપ્ત છે. ત્યારે પછી હું શરીરરૂપ બોજાને ઉપાડીને શા માટે રખડતો ફરૂં? હું તો કેવળ આપનાં ચરણારવિંદની પ્રીતિ જ ઇચ્છું છું, મારે બીજું કાંઇ જોઇતું નથી, આમ કહીને ફરીને તે ગીધ ગદ્દગદ્દ કંઠ થઇને શ્રીરામચંદ્રજીના ચરણોમાં આળોટવા મંડયો; અને શ્રીરામચંદ્રજીએ પણ તે ધર્મરૂપ જટાયુને અમરપદ પમાડીને કહ્યું કે જે પુરુષ હું જ્ઞાનની ઇચ્છા કરશે તે પ્રથમ તું ધર્મને અવશ્ય જ સંપાદન કરશે. કેમકે જ્યાં ધર્મ છે ત્યાં જ જ્ઞાન છે. પણ જ્યાં ધર્મ નથી ત્યાં જ્ઞાન પણ નથી. એવી રીતે જટાયુને પરમપદ પમાડીને ભગવાન્‌શ્રી આગળ ચાલવા

મંડ્યા કે જ્યાં એક પ્રીતિરૂપ શબરી રહેતી હતી. અર્થાત્ તે ભીલડીને એક મહાત્માએ કહ્યું હતું કે તું આ સ્થાનકે પડી રહેજે. જે સમય અજ્ઞાનરૂપ રાવણાદિ રાક્ષસોના નાશને માટે જ્ઞાનસ્વરૂપ શ્રીરામચંદ્રજી આવશે, ત્યારે તેમનાં દર્શનથી તારો પણ ઉદ્ધાર થઇ જશે. તે શબરી મહાત્માના વચનપર દૃઢવિશ્વાસ કરીને ત્યાં જ પડી રહી, અને વનમાંથી બોરને લાવીને ચાખી ચાખીને મીઠાં મીઠાં શ્રીરામચંદ્રજીને માટે રાખતી જતી, અને ખાટાં ખાટાં પોતે ખાઇ લેતી હતી, અને પ્રેમમાં મગ્ન થઇને સાવરણો લઇને ઘણે છેટે સુધી માર્ગ પણ શુદ્ધ કરી આવતી હતી, કે ભગવાન્ શ્રીરામચંદ્રજી આવશે ત્યારે તેમના ચરણકમળોમાં કાંટા વાગશે. વળી ત્યાંના સર્વ ઋષિ મુનીઓ નીતિ અને તપમાં આસક્ત હતા કે જે તેને મહા અશુદ્ધ દુષ્ટા જાણતા હતા. એવામાં શ્રીરામચંદ્રજી પણ ત્યાં જઇ ચડ્યા. ત્યારે તે શબરી દૂરથી જ તેમને જોઇને મુનિનાં વચનનું સ્મરણ કરીને બેશુદ્ધ થઇને દોડી અને જઇને ભગવાનશ્રીનાં ચરણોમાં પડી ગઇ. ફરી ઉઠીને જ્ઞાનસ્વરૂપ શ્રીરઘુનાથજીને જોઇ અંતરમાં ભકિત છે જેને એવી તે પ્રીતિરૂપ શબરી અચલ અનુરાગયુક્ત ગદ્‌ગદ્‌કંઠે થઇને સ્તુતિ કરવા મંડી. હે રાજેન્દ્ર! જ્ઞાનસ્વરૂપ રામ! આપને મારા નમસ્કાર છે. જેના મહિમાનો કોઇપણ પાર પામી શકતુ નથી,એવા અમિત તેજ મહાન બળવાન,શાંત સ્વભાવ આપને મારો નમસ્કારછે.હે જગત્‌ના ઉત્પત્તિ પાલન ને સંહાર કારણ વાસ્તવ પ્રકૃતિથી પર સાક્ષાત્ જ્ઞાનસ્વરૂપ! આપને મારો નમસ્કાર છે. હે ચરાચરમાં સત્તા સ્ફુર્તિરૂપથી વ્યાપક! આપને મારા નમસ્કાર છે. હે રાઘવ! આપ જગત્‌માં તંતુપટવત્ વ્યાપક છો, અને આપમાં સંસાર કટક કુંડલાદિવત્ કલ્પિત છે, એવા જે વ્યાપ્ય વ્યાપકરૂપ આપ છો તે આપને મારો નમસ્કાર છે. હે નાથ! જ્યાં સુધી પુરૂષ આપને જાણતો નથી ત્યાં સુધી દુઃખરૂપ બંધનમાં બંધાએલો રહે છે, પણ જ્યારે આપનાં વાસ્તવસ્વરૂપને જાણે છે ત્યારે તે સર્વ બંધનોથી છૂટીને આપસ્વરૂપ જ થઇ જાય છે. એવા સઘળા દુઃખોથી છોડવનારા આનંદઘન જે આપ જ્ઞાનસ્વરૂપ છો તેને ત્યજીને અંતે દુઃખદાયી સ્ત્રી, પુત્ર, ભાઈ, બંધુ. ધન, ને ધામાદિને માટે જે પુરૂષ અનર્થ કરે છે તેને વારંવાર ધિક્કાર છે. હે જગદીશ્વર! આપ નિર્ગુણ નિરાકાર અલખ નિરંજન છો, અને આપના રોમેરોમમાં અનંતકોટી બ્રહ્માડ છે, એવું જે આપનું વિલક્ષણ સ્વરૂપ છે તેને મારો નમસ્કાર છે. હે સ્વામી! શ્રોત્ર, ત્વક્, ચક્ષુ રસના, ઘ્રાણ એ જ્ઞાનેંદ્રિય તથા વાક્, પાણિ, પાદ, પાયુ ને ઉપસ્થ એ કર્મેંદ્રિય આપમાં નથી. વળી આપથી આ સર્વ થયાં છે. અને શબ્દ, સ્પર્શ, રૂપ, રસ ને ગંધાદિ વિષય પણ આપમાં નથી. તેમ જ અન્નમય, પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય ને આનંદમય આ પાંચ કોષ પણ આપને આવરણ કરવાને સમર્થ નથી.

તથા સત્વ, રજ ને તમ એ ત્રણે ગુણ પણ આપને આસક્ત કરી શકતા નથી; તથા હે નાથ ! કામ, ક્રોધ, લોભ, મોહ ને અહંકારથી રહિત જે આપ છો તેને મારા નમસ્કાર છે; એવી રીતે પ્રીતિરૂપ શવરી સ્તુતિ કરતી કરતી પ્રેમાનંદમાં મગ્ન થઇને ધરણીપર ઢળી પડી, અને દીનબંધુ શ્રીરામચંદ્રજીએ પણ તેને ઉપાડીને હૃદયસાથે ચાંપી દીધી, ને પછી તેનાં સ્થાનપર ગયા. તે વખતે તે શવરી તે મીઠાં મીઠાં બોર કે જે ઘણા દિવસના સૂકાએલાં તેણે રાખી મૂકયાં હતાં તે શ્રીરામચંદ્રજીની આગળ મૂકીને પ્રેમમાં મગ્ન થઇને પગમાં પડી ગઇ, અને જ્ઞાનસ્વરૂપ શ્રીરામચંદ્રજી પણ ઘણી પ્રસન્નતાપૂર્વક તે ખાવા મંડયા, તથા તેની પ્રીતિની પ્રશંસા કરવા મંડયા, કે હે લક્ષ્મણ ! મારી માતા નિવૃત્તિરૂપિણી કૌશલ્યાજી અનેક પ્રકારના પદાર્થ પોતાને હાથે બનાવી બનાવીને મને જમાડતાં હતાં, પણ જેવો આનંદ આ બોર ખાવામાં આવે છે તેવો આનંદ મને કદી આવ્યો નહાતો; તેમ જ હે ભ્રાતા ! વિશ્વાસરૂપ વિશ્વામિત્રજીના યજ્ઞમાં ઋષિ મુનીઓ પોતાને હાથે ભોજન બનાવી બનાવીને અતિ પ્રેમપૂર્વક મને જમાડતા હતા, પરંતુ જેવો સ્વાદ આ બોરમાં છે તેવો સ્વાદ મને તે ભોજનમાં આવતો નહોતો, તથા હે વત્સ ! વિદેહરૂપ રાજા જનકની રાણી પોતાના સુંદર હાથથી વિવિધ પ્રકારનાં વ્યંજન પ્રેમમાં મગ્ન થઇ થઇને મને પીરસતી હતી, પણ જેવું સુખ આ બોરના આરોગવાથી મને થાય છે, તેવું સુખ તે વખતે તે વિવિધ ભોજનથી પ્રાપ્ત થયું નહોતું, અને હે પ્રિયવર ! શાંતિરૂપિણી જાનકી પણ પોતાનાં કમલવત કરોથી વનના ફળ ફુલ શુદ્ધ કરી કરીને અતિ શ્રદ્ધાથી મને ભોજન કરાવતી હતી, પરન્તુ જે મીઠાશ આ બોરોના પ્રાશન કરવાથી મને અનુભવાય છે તેવી મીઠાશ તે ફળ ફુલોમાં પણ મેં કદી અનુભવી નહોતી. વળી હે નાગેશ ! અનેક ઋષિ મુનીયો અને રાજાઓએ મને યજ્ઞોનાં ફળ અર્પણ કરેલાં છે, પરન્તુ હું જેવો આ બોરોના અર્પણથી તૃપ્ત થયો છું, તેવો તૃપ્ત હું તે યજ્ઞોથી થયો નથી. એવી રીતે અન્તર્યામી ભક્તવત્સલ જ્ઞાનસ્વરૂપ શ્રીરામચંદ્રજી તે પ્રીતિરૂપ શવરીની પ્રશંસા કરતા કરતા સૂકાયેલા બોરોને આરોગ્યા. અને શવરી તો આનંદમાં એવી ડૂબી કે તેને આમ પણ શુદ્ધિ રહી નહીં કે મારા સ્થાનપર કોણ આવેલું છે, અને હું કોણ છું, તથા કયાં છું ! એવો પ્રેમ જોઇને શ્રીરામચંદ્રજીએ તેને ગળે બઝાડી દીધી. તે વખતે તે શવરી સાવધાન થઇને બન્ને હાથ જોડીને કહેવા મંડી કે હે નાથ ! પ્રથમ તો સ્ત્રીની જાત જ અધમથી પણ અધમ છે. વળી બીજું પાછી તેમાં પણ હું મતિમંદ વનમાં રહેનારી પશુની સમાન પ્રમાદ સિવાય આપની ભકિતનો જેમાં લેશ પણ નથી એવી છું. તે હું આપની સ્તુતિ કેવી રીતે કરી શકું ? હે જગદીશ્વર ! જે પુરૂષ, સ્ત્રી, પુત્ર, ધન અને વિદ્યા, બળ

તથા પ્રતિષ્ઠા વડે કરીને યુક્ત છે, પણ આપનાં ચરણોમાં પ્રીતિ નથી તે પુરૂષ બકરીનાં ગળાના આંચળની પેઠે નિષ્ફળ જન્મ પામેલો છે. હે સ્વામી ! હું તે ધન, જાતિ, વિદ્યા અને આપની ભક્તિ એ સર્વથી હીન છું, પરન્તુ આપે આજ હું પતીતને કૃતાર્થ કરી નાખી છે. ભલા એવી દયાળુતાની સ્તુતિ કોણ કરી શકે તેમ છે ! એવી રીતે કહીને ફરી ચરણોમાં આળોટી પડી. ત્યારે રામચંદ્રજીએ તેનાં વાંસાપર હાથ રાખીને કહ્યું કે હે શવરી ! તારાં મોટાં ભાગ્ય છે કે તારો આવો પ્રેમ છે, અને જે પદને માટે સંત લોકો જન્મ જન્માંતરમાં યોગ, જપ ને તપ કરતા રહે છે તે પદ તને આજ સ્વાભાવિકજ પ્રાપ્ત થયું છે- એવી રીતે કહીને શ્રીરામચંદ્રજી સંતોને દર્શન દેતા દેતા ને વનોને પવિત્ર કરતા કરતા પંપા સરોવર પર જઇને વિરાજ્યા. અર્થાત્ ધૈર્ય રુપ ગંભીર જળથી જે પુરુષનું હૃદય પૂર્ણ થઇ રહેલું છે, અને દૈવી સંપત્તિના ગુણ રુપ કમળો જેમાં પ્રફુલ્લિત થઈ રહેલાં છે, તે પંપા સરોવર પર જે સમય જ્ઞાન સ્વરૂપ શ્રીરામચંદ્રજીએ પ્રસ્થાન કર્યું ત્યારે ભગવાન્શ્રીના દર્શનાભિલાષી નિષ્કામ કર્મ રૂપ નારદજી પણ ભગવત્ કીર્તન કરતા કરતા ત્યાં આવી ચડ્યા. જ્યારે મર્યાદા પુરૂષોત્તમ શ્રીરામચંદ્રજીએ અતિ પ્રેમ પૂર્વક નારદજીને પ્રણામ કરીને આસન આપ્યું, ત્યારે નારદજીએ પ્રશ્ન કર્યો કે હે ભગવત્ ! સૌથી શ્રેષ્ટ કયો પદાર્થ છે ? એવી રીતનો પ્રશ્ન સાંભળીને શ્રીરામચંદ્રજી બોલ્યા કે હે મુનિવર ! ભગવાનના ગુણાનુવાદનું ગાયન કરવું એથી શ્રેષ્ટ બીજો કોઇ પણ પદાર્થ નથી. કેમકે યોગ, જપ, તપ, અને જ્ઞાનથી તો કેવળ પોતાનુંજ કલ્યાણ થાય છે, પણ ભગવદ્ગુણ કથન કરવાથી પોતાનું તો કલ્યાણ થાય છેજ એમાં તો સંદેહજ નથી, પરંતુ સમીપવર્તી પુરુષ કે જે તે ગુણને શ્રવણ કરે છે તે પણ ભગવાનમાં નિષ્ટા થવાથી કલ્યાણને પામી જાય છે. આ કારણથી યોગ, જપ ને તપથી ઇશ્વર ગુણ કથનનો અધિક મહિમા છે. એવું સાંભળીને નારદજી અત્યંત પ્રસન્નતાને પ્રાપ્ત થયા. અને પછી કહેવા મંડ્યા કે હે નાથ ! આપે મારા શાપનો સ્વીકાર કરીને વનમાં વિચરવું તો અંગીકાર કર્યું, પરંતુ મને સ્ત્રીની પ્રાપ્તિ થવા દીધી નહીં તેનું કારણ શું છે ? ત્યારે શ્રીરામચંદ્રજીએ કહ્યું કે હે મુને! આપના શાપથી વનમાં વિચરવું એ કેટલાંએક પ્રયોજનને સિદ્ધ કરે છે. એક આ છે કે આપના શાપનો જે મેં અંગીકાર કર્યો તેથી સંતોથી સઘળાં માણસો ડરતાં રહેશે, અને એવા રીતે સંતોથી ડરવાથી દિન પ્રતિદિન તેમાં શ્રદ્ધાનો વધારો થશે, ને સંતોમાં શ્રદ્ધા થવી એજ કલ્યાણ થવાનું કારણ છે. અર્થાત્ તે લોકો આમ વિચાર કરશે કે જ્યારે સાંક્ષાત્ વિષ્ણુનેજ સંતનો શાપ સ્વીકારવો પડયો ત્યારે પછી અમ લોકોનો શું આશરો છે ? વળી બીજું મારા ભક્તોનું જે વાક્ય છે તે મારે અવશ્યજ સ્વીકારવું પડે છે. કેમકે હું ભક્તોને સ્વાધીન અને

ભક્તોને આધીન છું. આ કારણથી મારો ભકત સત્ય સંકલ્પથી મને જ્યાં આગળ યાદ કરે છે ત્યાંજ હું તેને જઇ મળું છું. અને ત્રીજું તેમને દુઃખ દેનારા જે કામ, ક્રોધ, દંભ, ને કપટાદિ રાક્ષસ છે તેનો નાશ કરવો એ મારા વનગમનમાં મુખ્ય હેતુ છે. કેમ કે બીજા સર્વ પ્રસંગોને હું સહન કરી લઉં છુ, પરંતુ મારા ભક્તોને જે દુઃખ થાય છે તે મારાથી સહન થઇ શકતું નથી. તેથી અંજ્ઞાનરુપ રાવણાદિ રાક્ષસોના નાશને માટે મારૂં વનમાં વિચરવું થયું છે. વળી જે આપે આમ કહ્યું કે મને સ્રીની પ્રાપ્તિ કેમ થવા દીધી નહીં, તો તેનું કારણ આમ છે કે જે પુરુષને હું મારી નિર્મળ ભક્તિ આપું છું તેનાં સ્રી પુત્ર ને ધન હું પ્રથમ થીજ હરી લઉં છું. કેમકે સ્રી પુત્રાદિકને પ્રાપ્ત થઇને તે મને ભૂલી જાય છે, એથી મેં તમને સ્રીની પ્રાપ્તિ થવા દીધી નથી. વળી સ્રી તો દોષોનું ઘર છે તેથી તે વરવુ તમારે યોગ્ય નથી. કેમકે તમે તો નિષ્કામ છો. એવું સાંભળીને નિષ્કામ કર્મરૂપ નારદજી અતિ હર્ષિત થતા હવા, ને મનમાંજ પ્રભુશ્રીને પ્રણામ કરીને ચાલી નીકળ્યા.

———



## કિષ્કિંધાકાંડ.



છી જ્ઞાન સ્વરૂપ શ્રીરામચંદ્રજી પણ આનંદપૂર્વક વિલાસ કરતા કરતા જ્યાં લોભ રુપ વાળીથી ભયભીત થઇને સંતોષ રુપ સુગ્રીવ, સત્સંગ રૂપ હનુમાનજી સહિત રહેતો હતો ત્યાં આવી પહોંચ્યા. તે જ્ઞાન સ્વરૂપ રઘુનાથજી ને વિવેકરૂપ લક્ષ્મણજીની આ પરમ વિચિત્ર જોડીને જોઇને આશ્ચર્ય યુકત થયા, અને કહેવા મંડ્યા કે આવાં મનોહર સ્વરૂપ તો અમે આજ સુધીમાં કદી જોયાં નથી. તે વખતે વાળીના ભયથી સુગ્રીવ તો ત્યાંથી ખસ્યો નહીં, પરંતુ તેણે હનુમાનજીને મોકલ્યા. હનુમાનજીએ દુરથીજ સાષ્ટાંગ પ્રણામ કરી સ્તુતિ કરવા માંડી, અને પછી શ્રીરામચંદ્રજીને પોતાના સ્થાન પર લઈ આવ્યો. જ્યારે વાલી વડે કરીને સુગ્રીવને દુઃખી દેખ્યો ત્યારે પરમકૃપાળુ દીનબંધુ જ્ઞાન સ્વરૂપ શ્રીરામચંદ્રજીએ સંતોષરુપ સુગ્રીવની સાથે મિત્રતા કરી, અને લોભરૂપ વાળીને માર્યો. જે સમય વાળી પૃથ્વી પર પડી ગયો ત્યારે આંખો ઉઘાડીને જુએ તો જ્ઞાનસ્વરૂપ શ્રીરામચંદ્રજી અને વિવેક રૂપ લક્ષ્મણજી આ બંને અતિ પ્રકાશમાન્ સ્વરૂપ સુશોભિત રહેલ છે. તેની અદ્ભુત કાંતિને જોઇને વાલી પ્રથમ તો સુખના સમુદ્રમાં હીંચોળા ખાવા મંડ્યો, પણ થોડા વખત પછી પાછો બેઠો થઇને કહે છે કે હે મહાનુભાવ! આપના સ્વરૂપને જોઇને એવો નિશ્ચય થાય છે કે આપ સાક્ષાત્ પર બ્રહ્મ મનુષ્ય મૂર્તિ ધારણ કરીને મને કૃતાર્થ કરવાને માટે આવ્યા છો. પરંતુ તેમાં એક પ્રવૃત્તિ તે સ્વરૂપની વિરુદ્ધ છે જેથી આપના યથાર્થ સ્વરૂપનો નિશ્ચય થતો નથી. તે આ છે કે જ્યારે આ સઘળું જગત્ આપથીજ ઉદય થયું છે, અને આપમાંજ લય થઈ જાય છે, તથા આપમાંજ સ્થિત છે, ત્યારે પછી આપમાં રાગદ્વેષ કેમ છે? અર્થાત્ સંતોષ રુપ સુગ્રીવને પ્યારો જાણીને તેની રક્ષા કરવી, અને હું લોભરુપ વાલિને મારવાનો સંકલ્પ રાગદ્વેષને પ્રકટ કરે છે. કેમકે જ્યારે આપ જ્ઞાન સ્વરુપ છો ત્યારે પછી આપમાં રાગદ્વેષ કેવી રીતે સંભવી શકે! અને જો આપમાં રાગદ્વેષ છે તો આપ જ્ઞાન સ્વરૂપ કેવી રીતે ઠરી શકો? અને જો આપ જ્ઞાન સ્વરૂપ છો, તો આપમાં રાગદ્વેષ ન હોવો જોઇએ, પણ તે પ્રત્યક્ષ પ્રતીત થઇ રહેલો છે કે સંતોષરૂપ સુગ્રીવની રક્ષા અને હું લોભ રૂપ વાળીને મારવો. આ રાગદ્વેષ અને આપના સ્વરૂપને જોઇને હું બહૂજ વિસ્મય પામ્યો છું કે આપને હું શું સમજું! એવી જાતનાં લોભ રૂપ વાલિનાં વચનને સાંભળીને જ્ઞાનસ્વરુપ શ્રીરામચંદ્રજીએ કહ્યું કે હે વાલિ! આ સમગ્ર દૃશ્ય મારો આત્મા છે, તેથી મને કોઇની સાથે રાગદ્વેષ નથી; પરંતુ આ સંસાર મારા વિલાસરૂપ નાટ્ય

છે, તેમાં જે મેં મર્યાદા બાંધી રાખી છે કે આ સર્વ દશ્ય પોતાનું આત્મ સ્વરુપજ છે તેના મોહને પામવું નહીં. અને ગુરૂને મારી સમાન જાણીને તેનું પૂજન સેવન કરવું, માતા પિતા ને વડીલ સંબંધીઓની આજ્ઞાનુસાર પ્રવૃત્તિ કરવી, પોતાનાથી નિર્બળની રક્ષામાં નિરંતર તત્પર રહેવું. યથોચિત જાતિવર્ણ ને આશ્રમના વ્યવહારાનુસાર વર્તવું, અને પોતાની સ્ત્રીના સિવાય અન્ય સ્ત્રીમાં પત્ની ભાવના કરવી નહીં. આ મારી મર્યાદાનુસાર જે પુરૂષ વર્તે છે તે તો મને પ્રાણોથી પણ પ્યારો છે, પણ જેની ધારણા તેથી વિરૂદ્ધ છે તે પુરૂષ સ્વાભાવિક રીતે જ નષ્ટભ્રષ્ટ થઇ જાય છે; જેવી રીતે સૂર્યનો ઉદય થતાં જ નેત્રોનો તો પ્રકાશ થઇ જાય છે. પણ અંધકાર આપોઆપ જ નિવૃત્ત થઇ જાય છે; એવી રીતે હું જ્ઞાન સ્વરૂપ રામચંદ્રને જોઇને. ગુરૂ મુખ પુરૂષ તો પરમાનંદને પ્રાપ્ત થાય છે, પણ મનમુખી પુરૂષ અર્થાત્ મનના કહ્યા પ્રમાણે જે ચાલનારા છે તે સર્વ અંધકારની પેઠે નષ્ટ થઇ જાય છે. પરન્તુ મને કોઇ સાથે રાગ નથી, તેમ કોઇ સાથે દ્વેષ નથી; અને આ તો મારો સ્વભાવ જ છે કે જ્યાં હું જ્ઞાન પ્રાપ્ત થાઉં છું ત્યાં લોભનો ક્ષય અને સંતોષનો જય થાય છે. વળી તમે જે આમ કહ્યું કે સંતોષરૂપ સુગ્રીવની રક્ષા કરવાથી અને હું લોભરૂપ વાલિને મારવાથી રાગદ્વેષ પ્રતીત થાય છે. પણ તમે તેને રાગદ્વેષ જાણો નહીં.કિન્તુ આ પ્રવૃત્તિ તમને પરમ સુખદાયક છે. કેમકે જેવી રીતે પિતાને સર્વ પુત્ર પ્યારા હોય છે,પરન્તુ જે પુત્ર તેનો આજ્ઞાનુયાયી નથી ને નિષિદ્ધ કર્મોમાં પ્રવૃત્ત છે, તેના હિતાર્થ તે અનેક પ્રકારે તેને દંડ આપે છે, અને શત્રુની સમાન જુએ છે. એવી રીતે મને પણ સૌમાં સમાન દૃષ્ટિ જ છે, પરન્તુ જે પુરૂષ મારી બાંધેલી મર્યાદાનુસાર ચાલતો નથી તેને સર્વ પ્રકારે દુઃખ જ થાય છે; વળી જેવી રીતે પિતાનો અભિપ્રાય પુત્રનેદુઃખ દેવાનો હોતો નથી કિન્તુ તેને અનર્થથી પાછો વાળીને સુખને માટે શુભ માર્ગે ચલાવવાનો હોય છે,તેવી રીતે મારો અભિપ્રાય પણ આમ નથી કે કોઇને પણ દુઃખ દેવું. કિન્તુ નિકૃષ્ટ ક્રિયાથી બચાવીને દુઃખથી છોડાવવાનો અને પરમ સુખને પચાડવાળો છે. હવે જે પુત્ર પિતાની પ્રસન્નતાને જ પરમધર્મ સમજીને તેની આજ્ઞા વિરૂદ્ધ કાંઇ કરતો નથી, તેને કોઇ પ્રકારે પણ કિંચિત્ માત્ર દુઃખ થાય તો પિતા તેવા દુઃખને સહન કરી શકતો નથી. એવી રીતે જે પુરૂષ મને જ પરમ ધર્મ સમઝીને મારી બાંધેલી મર્યાદાનુસાર પ્રવૃત્તિ કરે છે તેના દુઃખને હું દેખી શકતો નથી. જેવી રીતે પિતાને કોઇ પણ પુત્રની સાથે રાગ દ્વેષ નથી. પણ સર્વને પ્રાણ પ્યારાજ જાણે છે, તેવી રીતે મારે પણ કોઈની સાથે રાગદ્વેષ નથી. સર્વ મારો આત્મા જ છે. પણ તમને જે મારામાં રાગ દ્વેષ પ્રતીત થાય છે તે સર્વ તમારી અવિદ્યાનો જ પ્રભાવ છે; ભલા તમે અનર્થ કરીને જે વિશેષવિલાસ

જીવવા ઇચ્છો છો તે કેવી રીતે થઇ શકે ! કદાપિ થઇ શકે નહીં. વળી પાપી માણસનું મરણ શીઘ્ર થાય એજ શ્રેષ્ઠ ગણાય છે; કેમકે તે જ્યાં સુધી જીવતો રહેશે ત્યાં સુધી અનર્થ સિવાય બીજું કાંઇ પણ કરશે નહીં, તેમજ બીજું તેની દેખા-દેખી કરી અન્ય પુરૂષ પણ પાપમાં જ પ્રવૃત્ત થશે. એથી પાપી મનુષ્યનું મરણ જ અત્યુત્તમ છે; પણ જે ધર્માત્મા પુરૂષ છે તેનું દીર્ઘાયુ પરમ સુખદાયક થાય છે. કેમકે એક તો તે પોતાના કલ્યાણાર્થે પૂર્ણ રીતે પ્રયત્ન કરી શકે છે, અને બીજું તેમના સ્વાભાવિક ઉપદેશથી અનેકાનેક પુરૂષોનું શ્રેય થાય છે. એવી રીતે જ્ઞાન સ્વરૂપ શ્રીરામચંદ્રજીનાં પરમ પ્રકાશ રૂપ વચનોથી વાલિનું ચિત્ત શાંત થઇ ગયું અને તેને આમ પણ નિશ્ચય થઇ ગયો કે આ સાક્ષાત્ જ્ઞાન સ્વરૂપ છે, એમાં કાંઇ પણ સંદેહ નથી. ત્યાર પછી તે વાલિ જ્ઞાનસ્વરૂપ શ્રીરઘુનાથજીને પ્રણામ કરીને અને તેમનું ધ્યાન ધરતો ધરતો શરીરનો ત્યાગ કરીને જ્ઞાન સ્વરૂપ જ થઇ ગયો. તે સમયે તેની સ્ત્રી તિતિક્ષારૂપી તારા રૂદન કરવા મંડી. તેને શોકાતુર જોઇને જ્ઞાન સ્વરૂપ શ્રીરનાથઘુજીની આજ્ઞાથી વિવેક રૂપ લક્ષ્મણજી કહેવા મંડ્યા કે હે તારા ! તારૂં આ સમયે સત્ય જ્ઞાન સ્વરૂપ શ્રીરામચંદ્રજીને તજીને મિથ્યા વસ્તુને માટે રોવું એ તારી મહા મૂર્ખતાને પ્રકટ કરે છે. કેમકે જેવી રીતે કોઇ પુરૂષ સમુદ્રમાં ગળકાં ખાતો હોય અને તેને દૈવયોગે સમુદ્રની પાર થવાને માટે કોઇ જહાજ પ્રાપ્ત થઇ જાય, તે વખતે તે તેમાં બેસે નહીં અને સમુદ્રમાં જ પડયો પડયો ગળકાં ખાધા કરે, તો જેમ તેની મહા મૂર્ખતા ગણાય છે તેવી રીતે તું દુઃખરૂપ મોહ સમુદ્રમાં ડૂબી રહેલી છો તેથી પાર થવાનો હેતુ જે સાક્ષાત જ્ઞાન સ્વરૂપ શ્રીરામચંદ્ર રૂપ જહાજ તે તને સ્વાભાવિક જ પ્રાપ્ત થયું છે. છતાં તેને ત્યજીને તું દુઃખરૂપ સમુદ્રમાં ગળકાં શા માટે ખાઇ રહેલી છે ! અર્થાત્ શોકને ત્યજીને શ્રીરઘુનાથજીને શરણે થા કે જેથી સઘળાં દુઃખ નિવૃત્ત થઇ જાય. કેમકે જેનું બ્રહ્માદિ દેવતા પણ ધ્યાન કરે છે છતાં તેમનું ધ્યાનમાં જે મુશ્કેલી આવે છે તે આ સમય સાક્ષાત્ તારી સન્મુખ જ ઉભા છે. ભલા, એવો અવસર પૂર્ણ ભાગ્ય વિના કેવી રીતે મળી શકે ! કદાપિ મળી શકે નહી. કેમકે પ્રથમ તો મોક્ષના દ્વાર મનુષ્ય શરીરનું પ્રાપ્ત થવું જ અત્યંત કઠણ છે, હવે જો ભગવતની કૃપાથી મનુષ્ય શરીર પ્રાપ્ત થઇ જાય તો પણ તેને પામીને મોક્ષનો હેતુ જે જ્ઞાન તેને સંપાદન ન કરવું એ અત્યંત પામરતા છે. તેજ જ્ઞાન સ્વરૂપ શ્રીરામચંદ્રજી તારી સન્મુખ ઉભા છે તેને તો તું જોતી જ નથી, અને અણુઉપજેલી વસ્તુને માટે રૂદન કરે છે. જરા તું તારી આ સમજનો તો વિચાર કર કે તારે શું કરવું યોગ્ય છે, ને તું શું કરે છે ! આ સર્વ ભ્રમણા કેવળ તારી અજ્ઞાનતાની જ છે. કેમકે જીવાત્માને તો રોવું ઘટતું જ નથી, કાં કે તે

જન્મમૃત્યુથી રહિત, નિત્ય ચૈતન્ય સ્વરૂપ છે. અને જ્યારે તે નિત્ય છે, ત્યારે તેને સુખ દુઃખ પણ થઇ શકતું નથી. કેમકે નિત્ય, ચૈતન્ય, આનંદ, જ્ઞાન, સત્ય, ઇત્યાદિ સર્વ તે જીવ સ્વરૂપના બોધક શબ્દ છે, અને બીજું અનિત્ય, જડ, દુઃખ, અજ્ઞાન ઇત્યાદિ સર્વ જગત્‌ના બોધક શબ્દ છે; અર્થાત્ જીવ ને જગત્ પરસ્પર વિરૂદ્ધ છે. ત્યારે પછી ચૈતન્ય જીવમાં મિથ્યા સુખદુઃખ કેવી રીતે ઘટી શકે ! આ કારણથી જીવ તો જન્મતો મરતો જ નથી, કે જેથી તેને સુખ દુઃખ થાય. અને શરીર પંચભૂતોનું કાર્ય જડ તારા સન્મુખ જ પડેલું છે, ત્યારે પછી તું કોને રૂએ છે ! પ્રથમ તો તને આ જ બોધ હજી નથી કે જન્મ મરણ કોનું થાય છે. પણ જ્યારે તું જન્મનાર મરનારને જાણી લઇશ ત્યારે દુઃખી થઇશ નહી; તે જીવાત્માનું તો જન્મ મરણ થતું નથી, તેમ શરીરનું જન્મ મરણ થતું નથી, કિન્તુ સ્થૂળ ને સૂક્ષ્મ શરીરનો જે સંયોગ છે તેજ જન્મ છે, અને તે બંનેનો જે વિયોગ છે તેજ મરણ છે. વાસ્તવ જન્મ મરણ કોઇ પદાર્થ નથી. વળી સંયોગ વિયોગ પ્રવાહ રુપે અનાદિ સિદ્ધ છે, ત્યારે પછી તેનું દુઃખ માનવું એ કેવળ ભ્રમજ છે. એથી હવે તને ઉચિત છે કે જ્ઞાન સ્વરૂપ શ્રીરામચંદ્રજીનાં ચરણોમાં પડીને તારૂં કલ્યાણ કરી લે. વળી તું લગિર તારા સ્વરૂપને તો જો. તું તો તિતિક્ષા છો. તિતિક્ષા નામ શીતોષ્ણ સુખ દુઃખાદિ દ્વંદ્વને સહેવાનું છે, જ્યારે તુંજ દુઃખમાં આસક્ત છો ને જ્ઞાન સ્વરૂપ શ્રીરઘુનાથજીથી વિમુખ થઇ રહેલી છો, ત્યારે પછી કોઇ પુરૂષ તું તિતિક્ષાને સમ્પાદન કરીને કેવી રીતે પરમ સુખને પ્રાપ્ત થઇ શકશે ? એટલા માટે તું તારા સ્વરૂપને તો જો. તું તો તરણતારણી છો. અર્થાત્ તું તો પવિત્ર જ છો, પરન્તુ બીજો કોઇ અન્ય પુરૂષ પણ જે તારો આશ્રય લે છે તે પરમ કલ્યાણને પ્રાપ્ત થાય છે; એવું પરમ પવિત્ર જે તારૂં સ્વરૂપ છે તે લોભરૂપ વાલિના સમ્બન્ધથી કલંકિત થઇ ગયું હતું, પણ હવે તારા ભાગ્યથી લોભરૂપ વાલિનો તો વિયોગ થયો છે. અને સાક્ષાત્ જ્ઞાન સ્વરૂપ શ્રીરામચંદ્રજી પણ તારી સન્મુખ ઉભા છે. એથી તું ઘણીજ ભાગ્યશાળી છો કે જે સમય યોગિયોને પણ દુર્લભ છે તે તને સ્વાભાવિક જ પ્રાપ્ત થયેલ છે. એવી રીતે વિવેકરૂપ લક્ષ્મણનાં ઉપદેશ રૂપ વાક્યને સાંભળીને તિતિક્ષારૂપિણી તારા અત્યન્ત પ્રસન્નતાને પ્રાપ્ત થઇ અને ગદ્દગદ્દ કંઠ થઇને શ્રીરામચંદ્રજીનાં ચરણોમાં નમી પડી, તથા પાછી ઉઠીને સ્તુતિ કરવા મંડી કે હે નાથ ! આજ આપનાં દર્શનથી મારો જન્મ સફળ થઇ ગયો છે, કેમકે માયાની પાર જે આપનું ચૈતન્ય સ્વરુપ છે કે જેને યોગી લોકો અલક્ષ્ય નિરંજન અને નિર્ગુણ નિરાકાર કહે છે, તે મન વાણીનો અવિષય જે આપનું સ્વરૂપ તેને મેં આજ આ નેત્રોથી જોતું. હવે પ્રથમ મને જાણવામાં પણ હતું કે આપશ્રીએ સંતોના કલ્યા-

ણાર્થ અવતાર ધારણ કર્યો છે, પરન્તુ વિશ્વમોહની જે આપની માયા છે તેણે મને આપના સ્વરૂપને આ સમય જાણવા દીધું નહીં. અર્થાત્ જે પુરૂષ શબ્દ, સ્પર્શાદિ વિષયોમાં આસક્ત છે તે પુરૂષ આપને જાણી શકતો નથી. હે જગદીશ્વર ! જે પુરૂષ દેહાભીમાની છે, અર્થાત્ જે આમ જાણી રહ્યો છે કે હું બ્રાહ્મણ છું, હું પંડિત છું, હું ક્ષત્રી છું, હું રાજા છું, તથા હું વૈશ્ય છું, ને હું ધનવાન છું એવા પ્રકારના અહંકારમાં જે પુરૂષ ડુબી રહેલ છે તે આપને જાણી શકતો નથી, પણ જેના ઉપર આપનીજ કૃપાદૃષ્ટિ થાય તેજ દેહાભિમાન રહિત થઇને આપને જાણી શકે છે. હે રઘુનાથજી! આપને જાણનારા જે આપના ભક્ત છે તેના સત્સંગનું સુખ જ્યાં સુધી કોઇ પુરૂષ જોતો નથી ત્યાં સુધી માયાના ફંદમાંથી છુટી શકતો નથી. પણ જ્યારે તેને સત્સંગમાં સ્નેહ ઉપજે છે અને તેથી પછી આપશ્રીની ભક્તિને પ્રાપ્ત કરીને જેમ જેમ આપશ્રીના ગુણનું શ્રવણ કીર્તન કે આપશ્રીના નામનું સ્મરણ વા આપશ્રીના સ્વરુપનાં સેવન અર્ચન વંદનાદિ રૂપ આપની ઉપાસના દિન રાત કરતો રહે છે તેમ તેમ આપના યથાર્થ સ્વરૂપને જાણવાની જ્ઞાનરૂપી અગ્નિ વધતી જાય છે, ને તેથી કામ ક્રોધાદિ વિકાર નષ્ટ થતા જાય છે. ત્યારપછી સદ્‌ગુરૂની કૃપાથી જ્યારે આપના વાસ્તવ સ્વરૂપનો બોધ થાય છે, ત્યારે તે જીવ આપના જ અનુગ્રહથી ભવબંધનથી છૂટી જાય છે. હે રઘુનાથજી! જેનામાં આપની ભક્તિ નથી તે સંસાર બંધનથી કદાપિ છૂટી શકતો નથી. કેમકે સંસાર દુઃખથી છૂટવાનો હેતુ કેવળ આપની જ ભક્તિ છે. હે દીનાનાથ ! જે કોઇ પુરૂષ આપની પ્રેમ ભક્તિયુક્ત થયો થકો લોકોને આપનાં શ્રવણ કીર્તન અને જ્ઞાનમાં વાળતો છતો નિર્વાસનિક થઇને વિચરે છે તે પુરૂષ પૃથ્વીને પવિત્ર કરતો સતો લોકોપકારમાં રત રહી આપમાં આનંદ પૂર્વક રમણ કરે છે તેના ભાગ્યને ધન્ય છે. એવી રીતે સ્તુતિ કરતી કરતી તિતિક્ષારૂપી તારા જ્ઞાનસ્વરૂપ શ્રીરઘુનાથજીનાં ચરણોમાં નમી પડી. તે વખતે કરુણાના સમુદ્ર શ્રીરઘુનાથજીએ અતિ પ્રસન્ન થઇને તેના માથા પર હાથ મૂકીને તેને ઉઠાડી અને પછી કહ્યું કે હે પુત્રી ! જે તારી ઇચ્છા હોય તે માગી લે. તે પરથી તિતિક્ષારૂપી તારા કહેવા મંડી કે હે નાથ ! જે કોઇ પુરૂષને આપની પરાભક્તિનો કિંચિત્ માત્ર પણ આનંદ પ્રાપ્ત થયેલો છે, તેની આગળ બ્રહ્મલોકનું સુખ પણ તુચ્છ છે. તેથી હું દીના પર તો એવી જ કૃપાદૃષ્ટિ કરો કે જેથી પ્રતિદિન આપમાં મારી પ્રીતિ વધ્યાજ કરે, અને મને આપશ્રીના ચરણની રજ સિવાય બીજી કાંઇપણ ઇચ્છા રહે જ નહીં. પછી પોતાના પુત્ર અક્રોધરૂપ અંગદને જ્ઞાન સ્વરૂપ શ્રીરામચંદ્રજીનાં ચરણોમાં ધરીને કહ્યું કે હે રઘુવંશભૂષણ ! આ બાળક આપનો દાસ છે, તેને આપની ભક્તિનું દાન દઇને આપની સેવામાં જ રાખજો, અને હું ઉપર પણ સદાકાળ

દયા નિભાવી રાખજો. એવી રીતે કહીને તિતિક્ષારૂપી તારા વારંવાર શ્રીરામચંદ્રજીનાં ચરણોમાં પડવા મંડી. તે વખતે પરમ દયાળુ શ્રીરામચંદ્રજીએ કહ્યું કે હે તારા ! હું તારા સાચા પ્રેમ પર ઘણો જ પ્રસન્ન છું. હવે જેવી તારી ઇચ્છા હોય તેવું જ થશે. એ પ્રમાણે જ્ઞાનસ્વરૂપ શ્રીરામચંદ્રજીએ લોભરૂપ વાળીનો નાશ કરીને સંતોષરૂપ સુગ્રીવને રાજ્ય આપ્યું, અને લોભનો પુત્ર જે અક્રોધરૂપ અંગદ છે તેને યુવરાજ પદમાં સ્થિત કરીને જ્ઞાનસ્વરૂપ શ્રીરામચંદ્રજી શુદ્ધ ચિત્ત સ્વરૂપ સ્ફટિક શિલાપર નિવાસ કરતા હવા. અર્થાત્ કર્મ ને ઉપાસના વડે કરીને મળ ને વિક્ષેપ દૂર થઇ ગયા છે તે પુરૂષના ચિત્તનું નામ સ્ફટિક શિલા છે. તેમાં જ્ઞાન સ્વરૂપ શ્રીરામચંદ્રજી નિવાસ કરતા હવા. તે સમયે ચાતુર્માસ હતું. અર્થાત્ વર્ષાથી વન પ્રફુલ્લિત થઇ રહ્યું હતું. અને મોર ચકોરાદિક અનેક જાતનાં પક્ષી વિવિધ પ્રકારે શબ્દ કરતાં હતાં. ને સરોવર પણ અમૃતરૂપ જળથી પરિપૂર્ણ થઇ રહ્યું હતું, તે શોભાને જોઇને શ્રીરામચંદ્રજી કહેવા મંડ્યા કે હે લક્ષ્મણ ! જેવી રીતે વર્ષાઋતુમાં આ સર્વ વૃક્ષ અને તૃણ પ્રફુલ્લિત થઇ રહેલાં છે, તેવી રીતે અજ્ઞાની પુરૂષના ચિત્તમાં ભોગરૂપ જળથી અનેક પ્રકારે વાસનાનો વિસ્તાર થાય છે, પણ પાછો જ્યારે જ્ઞાનરૂપ સૂર્ય ઉદય થાય છે ત્યારે તેના તેજથી સઘળી વાસના દગ્ધ થઇ જાય છે. વળી જેવી રીતે જળ આકાશથી તો શુદ્ધ આવે છે, પણ અહિં આવીને પૃથ્વીના સંબંધથી મલિન થઇ જાય છે. તેવી રીતે વાસ્તવમાં જીવનું સ્વરૂપ શુદ્ધ છે, પરન્તુ અવિદ્યાના સમ્બન્ધથી મલિન થઇ ગયું છે. જેવી રીતે સૂર્ય પોતાના તેજથી જળની મલિનતાને દૂર કરીને જળને પોતાનામાં જ લય કરી લે છે, તેવી રીતે જ્ઞાનરૂપ સૂર્યના તેજથી અવિદ્યાની નિવૃત્તિ થઇને જીવ પોતાના જ સ્વરૂપને પ્રાપ્ત થઇ જાય છે. તથા આ જળ સૂર્યમાંથી જ આવ્યું છે, અને આવીને અનેક સ્થાનોમાં સ્થિત થઇ ગયું છે, અને તેજ એક સૂર્યનો સર્વમાં આભાસ છે, પરન્તુ તેજ એક આભાસ જળના ભિન્ન ભિન્ન હોવાથી અનેક આભાસ પ્રતીત થાય છે પણ વાસ્તવમાં એકજ છે. તેવી રીતે બ્રહ્મરૂપ સૂર્યથી અવિદ્યારૂપ જળ આવેલું છે, અને તે જળમાં તેજ ચૈતન્ય ( બ્રહ્મ ) નો જીવરૂપ આભાસ છે, પણ તે અવિદ્યાની વિચિત્રતાથી એક જીવના અનેક જીવ પ્રતીત થાય છે; જેવી રીતે આ સઘળાં સ્થાનોના જળને જ્યારે સૂર્ય સૂકવી લેશે, ત્યારે આભાસ પણ સૂર્યથી ભિન્ન પ્રતીત થશે નહીં. એવી રીતે અવિદ્યાનો નાશ થવાથી અર્થાત્ સંકલ્પનો પોતાનામાં જ લય કરી લેવાથી જીવ બ્રહ્મરૂપજ છે, બ્રહ્મથી પ્રથક્ નથી; એવી રીતે ચાતુર્માસની શોભાનું વર્ણન કરતા છતા જ્ઞાનસ્વરૂપ શ્રીરામચંદ્રજી માધુર્યલીલા કરવા મંડ્યા. હે વિવેકરૂપ લક્ષ્મણ ! આ સર્વ રમણિક સ્થાન મને શાંતિરૂપિણી સીતા વિના મહા ભયંકર પ્રતીત થાય

છે, આ કારણથી ક્યાંઇથી સીતાનો પત્તો મેળવો; વળી જુઓ, સંતોષરૂપ સુગ્રીવને પણ રાજ્યપદ થઇ ગયો છે કે તેણે પોતાનું કામ કરીને મારી શુદ્ધિ પણ લીધી નહીં. તું જઇને તેને બોલાવી લાવ. તે પરથી વિવેકરૂપ લક્ષ્મણજી શ્રીરામચંદ્રજીને પ્રણામ કરીને સુગ્રીવની પાસે અતિ કુપિત થતા થતા ગયા, અને ત્યાંથી સંતોષરૂપ સુગ્રીવને હનુમાન આદિ ઘણા એક વાંદરાઓની સાથે ભયથી ધ્રૂજતો ધ્રૂજતો તેને જ્ઞાનસ્વરૂપ શ્રીરામચંદ્રજીની સેવામાં લાવીને ઉભો રાખ્યો. તે વખતે બીજા સર્વ વાંદરા પણ ભયભીત થઇ થઇને પ્રણામ કરીને સ્તુતિ પ્રાર્થના કરવા મંડ્યા, કે હે નાથ ! આપની જેમ આજ્ઞા હોય તે પ્રમાણેજ અમે કરશું. અમારાં તો તન મન ને ધન સર્વ આપનેજ અર્પણ છે, કાંઇક આજ્ઞા આપવા કૃપા કરો. શ્રીરામચંદ્રજીએ કહ્યું કે ક્યાંઇથી સીતાજીને શોધી લાવો. ત્યારે તે સર્વ યોદ્ધા સંતોષરૂપ સુગ્રીવની આજ્ઞાનુસાર સત્સંગરુપ હનુમાનજી સહિત જ્ઞાનસ્વરૂપ શ્રીરામચંદ્રજીને પ્રણામ કરીને અને તેમના સ્વરૂપને હૃદયમાં ધારણ કરીને ચાલી નીકળ્યા, અને સઘળે જોતા ફર્યા, પરન્તુ સીતાજીનો પતો ક્યાંઇથી પણ મળ્યો નહીં. પછી વ્યાકુળ થઇને સમુદ્રને કિનારે ત્યાં આગળ જઇ ચડ્યા કે જ્યાં તપરૂપ સ્વયં પ્રભા નામની એક કન્યા ભગવત્સ્મરણમાં લીન થઇ રહી હતી. જ્યારે તે સમાધિથી ઉઠી ત્યારે તેણે કહ્યું કે શાંતિરૂપિણી સીતાજીને તો અજ્ઞાનરૂપ રાવણ લંકામાં લઇ ગયો છે. તે પરથી તે સર્વ વાંદરા આગળ ચાલી નીકળ્યા તે જ્યાં ધર્મરૂપ જટાયુનો ભાઇ સત્ત્વગુણરૂપ સંપાતિ રહેતો હતો ત્યાં આવી પહોંચ્યા. તે ઘણાએક વાંદરાઓને જોઇને ઉભો થઇને દોડ્યો અને કહેવા મંડ્યો કે આજ તો મોટો આનન્દ થયો કે ઘણા દિવસ પછી એક સામટું જ ભોજન મળ્યું. હવે થોડા દિવસને માટે નિશ્ચિંતતા થઇ. આવાં વચન સાંભળીને અને પર્વતાકાર તેના રૂપને જોઇને અક્રોધરૂપ અંગદાદિ સઘળા વાંદરાઓ ગભરાઇને કહેવા મંડ્યા કે વાહ વાહ ધન્ય છે તે ધર્મરૂપ જટાયુ ગીધને કે જેણે જ્ઞાનસ્વરૂપ શ્રીરઘુનાથજીને માટે પ્રાણનો ત્યાગ કર્યો, અને પરમ ગતિ પ્રાપ્ત કરી. અને બીજો આ પણ ગીધ છે કે જે અમે રઘુનાથજીનું કાર્ય કરવા આવ્યા છીએ તે સર્વનું ભક્ષણ કરવા ઇચ્છે છે. એવી રીતે જટાયુ નામ સાંભળીને વિસ્મય પામીને સત્ત્વગુણરૂપ સંપાતિ પૂછવા મંડ્યો કે જટાયુ કોણ હતો અને તેણે કેવી રીતે પ્રાણોનો ત્યાગ કર્યો, અને તમે કોણ છો, ને અહિં કેમ આવ્યા છો ? જ્યારે અંગદ પાસેથી સઘળી વાત સાંભળી લીધી ત્યારે સંપાતિએ સમુદ્ર તીરે જઇને પોતાના ભાઇને તિલાંજલિ દીધી, અને અંગદાદિને કહ્યું કે હું સત્ત્વગુણરૂપ સમ્પાતિ અને ધર્મરુપ જટાયુ બંને સગા ભાઇ મહા બળવાન્ અને પરસ્પરમાં પ્રીતિ યુક્ત હતા, અને સંત લોકો અમારો ત્યાગ કરતા નહોતા.

અને અમે પણ સર્વ પ્રકારે તેમની રક્ષા કરતા હતા. પણ પછી એવા સંતો થવા મંડ્યા કે જેમણે હું સત્ત્વગુણરૂપ સમ્પાતિ અને ધર્મરૂપ જટાયુનો ત્યાગ કરીને રજોગુણી ને તમોગુણી અધર્મરુપ પ્રવૃત્તિ કરવા મંડ્યા. અર્થાત્ માયિક પદાર્થોમાં યુક્ત થયા, અને સનાતન ધર્મની મર્યાદાને ત્યજીને મનમુખી કાર્ય કરવા મંડ્યા. તથા જીવ જે ઇશ્વરનો અંશ છે તેને અનાદિ, નિત્ય, અનેક ને સ્વતંત્ર અર્થાત ઉત્પત્તિ રહિત પ્રતિપાદન કરવા મંડ્યા. અને પતિવ્રતા સ્ત્રીયોના પતિવ્રત ધર્મને ખંડન કરવાનો વિચાર કર્યો. ઇત્યાદિ બીજા પણ અનેક અનર્થ છે કે જેને હું ક્યાં સુધી કહું ? કેમકે આ એકેક શ્વાસ અમૂલ્ય છે, એટલા માટે ભગવત્ ગુણ કથનને ત્યજીને તેમના દુરાચારનું વર્ણન કરવું એ કામ હું શ્રેષ્ઠ સમઝતો નથી. તેમનાં આચરણથી લોકોમાં એવું નુકસાન થયું કે તેમને સંત જાણીને અનેક મનુષ્યો મોક્ષની અભિલાષાથી તેમની સમીપ ગયાં. કેમકે આ નિશ્ચય તો મનુષ્ય માત્રને છે જ કે સંત પુરૂષ લોકોપકારને માટે જગત્‌માં વિચરે છે, આ ભ્રમથી તે સર્વ લોકો તેમની પાસે ગયા, તેમાંથી ઘણાએક વિચારવાન્ પુરૂષ તો તેમના કપટાચારને જોઇ અને તેમના મિથ્યા ઉપદેશને સાંભળીને ચાલ્યા આવ્યા. અને પૂર્વવત્ સનાતન ધર્માનુસાર પ્રવૃત્તિ કરતા કરતા શ્રેયને પ્રાપ્ત થયા. પણ જે અલ્પ બુદ્ધિ પુરૂષ હતા તે તેમના ઉપદેશને સાંભળીને સનાતન ધર્મની મર્યાદા ત્યજીને સુગમ પ્રવૃત્તિમાં પ્રવૃત્ત થયા, અર્થાત્ વેદાશયને ત્યજીને નિંદા સ્તુતિમાં આસક્ત થયા, તેનું ફળ તેમને એટલે સુધી મળ્યું કે પરમાર્થથી તો તે ભ્રષ્ટ થયા જ, પરંતુ વ્યવહારમાં પણ સૌથી તે તિરસ્કારને પામ્યા, તે દુર્દશાને દેખીને ઘણાએક પુરૂષ તો ફરી પણ સુધરી ગયા, પણ થોડા હઠરૂપ અજ્ઞાન વડે કરીને તેવાને તેવાજ રહ્યા. હે રામાનુરાગી અક્રોધરૂપ અંગદ ! તે સંતોની તેવી પ્રવૃત્તિથી હું સત્ત્વગુણરૂપ સમ્પાતિ અને ધર્મરૂપ જટાયુનું પણ કેવું અકલ્યાણ થયું તે વાત પણ ચિત્તને સાવધાન કરીને સાંભળો, તેમણે જ્યારે અમે બંનેનો ત્યાગ કર્યો, ત્યારે તેમના તિરસ્કારથી અમે બંને અભિમાન યુક્ત થઇ ગયા, કેમકે સત્ત્વગુણ અને ધર્મની શોભા સંતોથી જ છે. પણ જ્યારે સંતોએજ અમને ત્યજી દીધા ત્યારે પછી અમારૂં ઠેકાણું ક્યાં થાય ? એટલા માટે અમે અમારા સ્વરૂપ ભૂલીને શરીર બળના મદમાં વ્યાકુળ થયા થકા સૂર્યનો થાહ લેવાને માટે ગયા. ત્યાં થોડેજ દૂર ગયા પછી જટાયુએ કહ્યું કે ઇશ્વરની માયાનો પાર આજ સુધી કોઇ પણ પામ્યું નથી. તો આપણું શું ગજું છે ? એમ વિચારીને તે તો પાછો વળી આવ્યો, પરન્તુ હું મદાંધ થયો થકો આગળજ ચાલ્યા કર્યો. જ્યારે થોડો છેટે ગયો ત્યારે સૂર્યના તેજથી મારી પાંખો દગ્ધ થઇ જવાથી હું પૃથ્વીપર પડી ગયો, અને પછી હું દુ:ખીત થઇને આ સ્થળે આવી પડ્યો.

જ્યારે ત્રણ દિવસ પછી મને શુદ્ધિ આવી ત્યારે એક સંતના દર્શન થયાં, તેમણે અનેક પ્રકારની યુક્તિયોથી મને સમઝાવ્યો અને કહ્યું કે તું અહિં જ પડયો રહે. સાક્ષાત્ નારાયણે જીવરૂપ દશરથ રાજાના ઘરમાં અજ્ઞાનરૂપ રાવણાદિ રાક્ષસોનો નાશ કરવાને માટે પોતાના જ્ઞાનસ્વરૂપને પ્રકટ કર્યું છે. અને મહામાયા શાંતિરૂપિણી સીતા થયેલ છે. તે સીતાજીને અજ્ઞાનરૂપ રાવણ છળીને લઇ જશે ત્યારે સંતોષરૂપ સુગ્રીવની આજ્ઞાનુસાર અક્રોધરૂપ અંગદાદિ ઘણાએક વાંદરા સીતાજીને શોધવાને માટે આવશે. તેમનાં દર્શન કરવાથી તારૂં કલ્યાણ થશે. તે મહાનુભાવ મુનિનું વચન આજ સત્ય થયું. હવે તમે સર્વ જ્ઞાનસ્વરૂપ શ્રીરામચંદ્રજીપર વિશ્વાસ રાખો. તેજ સર્વ કાર્ય સિદ્ધ કરશે. વળી જે હું કહું છું તે ચિત્ત સાવધાન રાખીને સાંભળો. શાંતિરુપિણી સીતાજીને અજ્ઞાનરૂપ રાવણ છળીને લઇ ગયો છે, તે રાવણ શંકારૂપી લંકાનો રાજા છે, કે જેની ચારે તરફ આશારૂપ સમુદ્ર મનોરથરૂપી જળથી ભરેલો છે. તે સ્થાને જવું અસંત દુર્લભ છે. અને કદાચિત્ કોઇ જઇ પહોંચે તો પણ ત્યાંથી પાછું આવવુંજ કઠણ છે. કેમકે તેની રચના એવી વિચિત્ર છે કે ત્યાં જઇને તો નિજસ્વરુપનો બોધ રહેતો જ નથી કે હુ કોણ છું અને કયાંથી આવ્યો છું ! તેથી પછી ત્યાંના રાગાદિ રાક્ષસ તેને મારીને ખાઇ જાય છે. હે રામદૂત ! જે કોઇ પુરૂષ ત્યાં જઇ શકશે તેને સીતાજીનાં દર્શન થશે.



## સુંદરકાંડ.



એવું સાંભળીને સર્વ તો ચિત્તમાં હજી વિચાર કરી રહ્યા હતા એવામાં સત્સંગરૂપ હનુમાનજી જ્ઞાનસ્વરૂપ શ્રીરામચંદ્રજીને હૃદયમાં ધારણ કરીને અને અક્રોધરૂપ અંગદાદિ સર્વ વાંદરાઓને પ્રણામ કરીને આશારૂપ સમુદ્રને કૂદી લંકામાં જઇ પહોંચ્યા, અને ત્યાં સ્થાનોમાં શોધ કરી, પરન્તુ શાંતિરૂપિણી સીતાજીનો કયાંઇ પણ પત્તો હાથ લાગ્યો નહીં, તેથી હનુમાનજી વ્યાકુળ થઇ ગયા. એવામાં તેમના જોવામાં આવ્યું કે એક મોટું દિવ્ય સ્થાન છે કે જ્યાં સર્વત્ર રામ રામ લખેલું છે, વળી તે ઘણુંજ પવિત્ર સ્થાન તુળસીના છોડોથી શોભાયમાન થઇ રહેલું છે. એવું વિહિત કર્મરૂપ વિભીષણનું સ્થાન જોઇને પ્રસન્ન થયા, અને તેની પાસેથી આમ જાણવામાં આવ્યું કે શાંતિરૂપિણી સીતાજી અશોક વાટિકામાં વિરાજે છે. તે પરથી હનુમાનજી ત્યાં જઇ પહોંચ્યા, અને સીતાજીને પ્રણામ કરીને શ્રીરામચંદ્રજીના શ્રીમુખના વાક્યરૂપ મુદ્રા ( વિંટી ) આપી. અર્થાત્ કહેવા મંડ્યા કે હે માતાજી ! શ્રીરામચંદ્રજીએ કહ્યું છે કે સીતાજી પોતાના ચિત્તમાં કાંઇ પણ શોક કરે નહીં, કેમકે હું જ્ઞાનસ્વરૂપ રામચંદ્રનો ઉદય થતાં જ અજ્ઞાનરૂપ રાવણનું સર્વસ્વ નષ્ટ થઇ જશે ને ત્યારે તમે મને મળશો, વળી વાસ્તવમાં તો જ્ઞાનથી શાંતિનો વિયોગ થઇ શકતો નથી. જેવી રીતે વસ્ત્રથી શ્વેતા પ્રથક્ નથી, તેવી રીતે હુંથી તમે ભિન્ન નથી, કિન્તુ એક લીલા માત્ર જ અજ્ઞાનરૂપ રાવણના કારણથી પ્રથક્ પ્રતીત થાઓ છો. વાસ્તવમાં શાંતિ અને જ્ઞાન ભિન્ન ભિન્ન નથી. એવી રીતનાં વચન સાંભળીને સીતાજી પરમાનંદને પામ્યાં. અર્થાત્ તે શબ્દરૂપી મુદ્રાને પામવાથી શ્રીરામચંદ્રજીનું પ્રાપ્ત થવું જ સમઝ્યાં, અને હનુમાનજીને આમ કહ્યું કે હે ભાગ્યવંત હનુમાન ! જે આવાં પરમ કલ્યાણરુપ વાક્ય તમે મારા પ્રતિ કહીને મને શાંત કરેલી છે, તેથી તમને કાંઇ વસ્તુ દઇને હું ઋણમુક્ત થવાને માટે મારા મનમાં વિચાર કરૂં છું. પણ એવો કોઇ પદાર્થ નજરે ચડતો નથી કે જે હું તમને આપું. એવાં વચન સાંભળીને સત્સંગરૂપ હનુમાનજી બંને હાથ જોડીને પ્રાર્થના કરવા મંડ્યા કે હે માતાજી ! આપનાં ચરણોની કૃપાથીજ પરબ્રહ્મ આનંદકંદ શુદ્ધ સચ્ચિદાનંદ જ્ઞાનસ્વરુપ શ્રીરામચંદ્રજી ભગવાનની જે અખંડ ભક્તિ મને મળેલી છે તેથી હું કૃતકૃત્ય થયો છું. હવે મારે કોઇ પદાર્થની કામના નથી, તેમ તેથી કોઇ

શ્રેષ્ઠ પણ નથી કે જેની હું વાસના કરૂં. હું તો કેવળ આપની પાસેથી આ જ માગું છું કે તમે સીતારામ બંને સ્વરૂપ મારા હૃદયમાં નિરંતર વાસ કરો. એવો અવસર ક્યારે પ્રાપ્ત થશે કે જ્યારે જ્ઞાનસ્વરૂપ શ્રીરામચંદ્રજી અને શાંતિરૂપિણી આપ બંને અદ્ભુત સ્વરૂપ એક સિંહાસનપર સુશોભિત થાય અને હું મારાં નેત્રોને પ્રસન્નતા પ્રાપ્ત કરાવતો છતો મારા જન્મને જ સફળ કરૂં. એવાં વચન સાંભળીને શાંતિરૂપિણી જનકનન્દિની અતિ પ્રસન્નતાને પ્રાપ્ત થયાં. અને પછી સીતાજીએ શ્રદ્ધારૂપ ચૂડામણિ પણ શ્રીરામચંદ્રજીને આપવા માટે આપ્યો. તે વખતે મહાવીરજીએ ફળફુલ ખાવાની આજ્ઞા લઇને ક્ષુધા નિવૃત્ત કરીને રાવણનો સઘળો બાગ નષ્ટભ્રષ્ટ કરી દીધો અને અનેકાનેક રાક્ષસનો પણ નાશ કર્યો. જ્યારે અજ્ઞાનરૂપ રાવણે આ વૃત્તાંત સાંભળ્યું ત્યારે રાગરૂપ મેઘનાદને મોકલ્યો તે સત્સંગરૂપ હનુમાનજીને પકડીને લઇ ગયો. અર્થાત્ તે માયારૂપી લંકાની શોભા જોઇને હનુમાનજી રાંગને પ્રાપ્ત થઇ ગયા. જ્યારે થોડા વખત પછી સત્ત્વગુણરૂપ સમ્પાતિના વચનનું સ્મરણ કર્યું ત્યારે શંકારૂપ લંકાને બાળીને અક્રોધરૂપ અંગદાદિ સઘળા વનચરો સહિત જ્ઞાનસ્વરૂપ શ્રીરામચંદ્રજીની સેવામાં આવી પહોંચ્યા; અને પ્રણામ કરીને હનુમાનજી કહેવા મંડ્યા કે હે સ્વામી! જે પર આપની કૃપા થઇ જાય છે તે પુરૂષ શું કરી શકતો નથી? અર્થાત સર્વ કાંઇ કરવાને સમર્થ છે. મેં તો આપની આજ્ઞા મેળવી નહોતી. નહીં તો અજ્ઞાનરૂપ રાવણ સહિત સઘળા રાક્ષસોનો નાશ કરીને માતાજી શાંતિરૂપિણી શ્રીજાનકીજીને લઇને આપનાં દર્શન કરત. એવાં તેનાં વચન સાંભળીને શ્રીરામચંદ્રજીએ હનુમાનજીને ગળે વળગાડ્યા અને ઘણા પ્રસન્ન થયા, અને જે વખતે હનુમાનજીએ સીતાજીનો શ્રદ્ધારુપી ચૂડામણિ આપ્યો, ત્યારે શ્રીરામચંદ્રજીએ અતિ હર્ષિત થઇને ચૂડામણિ હૃદયમાં ચાંપી દીધો, અને પૂછ્યું કે સીતાજી પ્રસન્ન તો છે ના? હનુમાનજીએ કહ્યું કે હે નાથ! સીતાજી સ્વભાવથી જ નબળાં શરીર વાળાં હતાં, પણ આપના વિયોગથી તો તેમનું શરીર અત્યંત દુર્બળ થઇ ગયું છે. આ વચન સાંભળીને તેજ વખતે શ્રીરામચંદ્રજીએ સઘળી સેના સહિત લંકા પર ચડાઇ કરી, અને સમુદ્ર તટપર જઇને ઉભા રહ્યા. તે વખતે વિહિત કર્મરૂપ વિભીષણ અજ્ઞાનરુપ રાવણને સમઝાવવા મંડ્યો કે જુઓ રામચંદ્રજી મનુષ્ય નથી, તે તો સાક્ષાત પરબ્રહ્મ છે, તેથી તમે તેની સાથે શત્રુતા કરો નહીં, હવે તે સમુદ્રને સામે કિનારે આવી ગયા છે, તે સઘળી લંકાને ક્ષણભરમાં નષ્ટ કરી દેશે. એટલા માટે તમે સીતાજીને લઇને અહંકારને ત્યજી તેમને શરણે જાઓ. વળી જો તમને તમારી શૂરવીરતાનું અભિમાન છે તો તમને યોગ્ય હતું કે રઘુનાથજીની સાથે સંગ્રામ કરી તેમને

જીતીને સીતાજીને લાવવાં હતાં. ચોરી શા માટે કરી ! ચોરને કોઇ શુરવીર કહેતું નથી. હે ભ્રાતા ! તમારાં મોટાં ભાગ્યજ હતાં કે જેથી તમને ભગવાન્ શ્રીરામચંદ્રે જોયા નહીં. પણ જો તમે તેમની નજરે પડી જાત તો તમને તેજ સમય પરદારા હરણનું પ્રત્યક્ષજ ફળ મળી જાત. જેવી રીતે માછલી ભોગાધીન થઇને લોટથી યુક્ત કાંટાવાળી ગોળી ગળી જાય છે, પણ પાછળથી તે લોટજ તેનો પ્રાણઘાતક થાય છે, તેવી રીતે જ્ઞાન સ્વરુપ રઘુકુળભૂષણની પત્ની શાંતિરુપિણી સીતાને તમે તમારૂં મૃત્યુ કરીને લાવેલ છો. તમારી આ પ્રવૃત્તિમાં દુઃખ સિવાય સુખનો લેશ પણ નથી. હવે જો તમારાથી અજાણતાં આ અપરાધ થયો છે તો શરણાગતની રક્ષા કરનારા જે રઘુનાથ છે તેમની સમીપ સીતાજી સહિત નમ્રતાપૂર્વક મારી સાથે ચાલો, હું તમારો અપરાધ ક્ષમા કરાવી દઇશ. કેમકે રામચંદ્ર એવા દયાળુ છે કે જો કોઇ પણ તેમનો દ્વેષી હોય ને તે પાછો તેમને શરણે આવે તો તેની રક્ષાજ કરે છે. જેવી રીતે કર્મરૂપ જયન્ત રઘુનાથજીનો અપરાધી હતો તો પણ જ્યારે તે તેમને શરણે આવ્યો ત્યારે દયાળુ રામચંદ્રજીએ પોતાના શરણાગત રક્ષક ભાવપૂર્વક તેનો ભય નિવૃત્તજ કરી દીધો. એવી રીતે તમે અહંકારને તજીને મારી સાથે ચાલો, વળી જે તમને ક્રોધરૂપ કુંભકર્ણ અને રાગરૂપ મેઘનાદનું અભિમાન છે તે આ જ્ઞાનસ્વરૂપ રામચંદ્રની સન્મુખ તમે જોઇ લેજો કે ઉભા પણ રહી શકશે નહીં. હે ભ્રાતા ! હું તમારો હિતકારી છું. તેથી તમને વારંવાર સમઝાવું છું, માટે મારૂં કહ્યું માનો, નહીં તો કુળ સહિત વનચરોને હાથે માર્યા જશો, એમાં કાંઇ પણ સંદેહ નથી. હે રાજન ! હું તમને પ્રથમ પણ સમઝાવતો હતો કે તમે કામના સમુદ્રમાં પડો નહીં, હવે તેનું ફળ આમ મળ્યું કે સીતારૂપ મહા ગ્રાહે તમને ગ્રસી લીધા, તેથી હવે તમારો બચવાનો નિશ્ચય પણ નથી. આ સીતાહરણ મૃત્યુરુપ ગ્રાહના મુખમાં પડેલા તમે બચવાની ઇચ્છા કરીને ભલે ગમે તેનો પણ આશ્રય લો, પરન્તુ રઘુનાથના શરણ વિના બચશો નહીં. અર્થાત્ રઘુનાથજીનો દ્રોહી કોઇનાથી પણ રક્ષી શકાતો નથી. હે અજ્ઞાનરૂપ રાવણ ! જ્ઞાનસ્વરૂપ રઘુનાથ જીવરૂપ રાજા દશરથના ઘરમાં તમારો કાળ પ્રકટ થયેલ છે. તેથી તમે તેમની પત્ની શાંતિરૂપિણી સીતાને હરેલી છે. જ્ઞાનસ્વરુપનો અર્થ સમઝી લો. તેજ રઘુકુળભૂષણ અંતર્યામી રૂપે મારા હૃદયમાં વિરાજમાન થઇને આ પરમ પ્રિયવચન તમને કહે છે, માટે જો તમારૂં ભલું ઇચ્છતા હો તો તેનો અંગીકાર કરો. વળી વિચાર કરવામાં આવે તો ભગવદ્ ધ્યાનને ત્યજીને હું જે તમને ઉપદેશ કરૂં છું તે મારો આ સમય નિષ્ફળ જાય છે. કેમકે જ્યારે જ્ઞાનસ્વરૂપ શ્રીરઘુનાથએ તમે અજ્ઞાન સ્વરૂપ રાવણાદિ રાક્ષસોના નાશને માટેજ અવતાર ધારણ કર્યો છે ત્યારે પછી તે

પોતાની પ્રતિજ્ઞાનું ઉલ્લંઘન કેવી રીતે કરી શકશે ? કદાપિ કરી શકશે નહીં. તેજ અંતર્યામી રામચંદ્રની પ્રેરણાથી તમે મારૂં કહ્યું માનતા નથી, એટલા માટે હવે મારે તમને સમઝાવવું એ પણ મુર્ખાઇ છે. એવી રીતનાં કલ્યાણમય વચનોને સાંભળીને ક્રોધથી જેનાં નેત્ર લાલ થઇ ગયાં છે એવો અજ્ઞાનરૂપ રાવણ બોલ્યો કે અરે દુષ્ટ ! તું મારા વડે કરીનેજ રક્ષાએલો મારા શત્રુની પ્રશંસા કરે છે. અરે મારો પુત્ર રાગરૂપ ઇન્દ્રજીત જે છે તેને જો હું આજ્ઞા આપું તો તે તેજ વખતે સમગ્ર પૃથ્વી વનચર અને મનુષ્યોથી શૂન્ય કરી દે. વળી હું એવો શક્તિવાન્ છું કે જેટલા વરૂણ કુબેરાદિ દેવતા છે તે સઘળા મારા દ્વારપર નિરંતર હાથ જોડીને ઉભા રહે છે તે તને જ્ઞાતજ છે. ત્યારે પછી મારી સન્મુખ રામ લક્ષ્મણ બાળકો, અને પાંદડાંને ફુલ ખાનારાં વનચર કેવી રીતે ઉભા રહી શકશે ! અરે તું મારા બળને જાણતો નથી, આજ કાલ મારા ભયથી સર્વ દેવતા, ઋષિ મુનિ, રાજા, મનુષ્ય, પશુ ને પક્ષી ત્રાહિ ત્રાહિ કરી રહેલાં છે. અરે નીચ ! જા ભાગી જા. મારી આંખો આગળથી દૂર થા, નહીં તો આજ વખતે રઘુનાથની પ્રશંસા કરવાની દક્ષિણા તને મળી જશે. એવાં તિરસ્કાર યુક્ત વચનોને સાંભળીને પરમભક્ત વિહિત કર્મરૂપ વિભીષણ ત્યાંથી ઉઠતાં ઉઠતાં કહેવા મંડયો કે હે રાક્ષસરાજ ! તમે મારા મોટા ભાઇ હોવાથી પિતાની સમાન છો, તેથી મેં તમારૂં કલ્યાણ ઇચ્છયું હતું. પરન્તુ તમે માન્યું નહીં, સારૂં, હવે હું જાઉં છું. એ પ્રમાણે કહીને વિહિત કર્મરૂપ વિભીષણ જ્ઞાનસ્વરૂપ શ્રીરામચંદ્રજીને શરણે આવી પહોંચ્યો. અને છેટે ઉભો રહીનેજ બે હાથ જોડીને પ્રણામ કરીને કહેવા મંડયો કે હે જગદીશ્વર જ્ઞાનસ્વરૂપ રઘુકુળભૂષણ ! અજ્ઞાનરૂપ રાવણ જે આપનો શત્રુ છે તેનો હું નાનો [1]ભાઇ વિહિત કર્મરૂપ વિભીષણ આપને શરણે આવ્યો છું. અર્થાત્ મેં અજ્ઞાનરૂપ રાવણને ઘણોજ સમઝાવ્યો કે તું શાંતિરૂપિણી સીતાજીને લઇને જ્ઞાનસ્વરુપ શ્રીઘુનાથજીને શરણે જા. પરન્તુ તે દુષ્ટે માન્યું નહીં, પરન્તુ ઉલટો મારો તિરસ્કાર કર્યો. એટલા માટે હું ત્યાંથી વયો આવ્યો છઉં; હવે હું આપને શરણે છું, મારૂં રક્ષણ કરો. એવી જાતનાં વિહિત કર્મરુપ વિભીષણનાં વચન સાંભળીને મહાબુદ્ધિમાન્ સંતોષરુપ સુગ્રીવ જ્ઞાનસ્વરૂપ શ્રીરામચંદ્રજી પાસે હાથ જોડીને પ્રાર્થના કરવા મંડયો કે હે નાથ ! દુષ્ટ માયાવી રાવણનો આ ભાઇ છે, તેનો વિશ્વાસ કરવો ન જોઇએ.

---

૧ જ્યારે પ્રથમ અજ્ઞાન થાય છે ત્યારે પછી કર્મોનું વિધાન થાય છે. અર્થાત્ અજ્ઞાનના થવાથીજ કર્મોની સિદ્ધિ થાય છે. આ કારણથી પ્રથમ અજ્ઞાનરૂપ રાવણ થયો, ને પછી વિહિત કર્મરૂપ વિભીષણ થયો, અહિંઆં અજ્ઞાન નામ મૂલાજ્ઞાનનું છે, અને મુલાજ્ઞાન વિહિતકર્મનો પિતા છે.

એવું સાંભળીને અંતર્યામી ભગવાનશ્રી મરકીને કહેવા મંડ્યા કે હે સુગ્રીવ! મારો આ સ્વભાવ છે જે કોઇ શુદ્ધ ચિત્ત નિષ્કામ થઇને એકવાર પણ એવું કહી દે છે કે હું તમારે શરણ છું, તો તેની હું અવશ્યજ રક્ષા કરૂં છું, અને આ તો મારો પૂર્ણ ભક્ત છે, એમાં સંશય નથી; એને શીઘ્રજ મારી પાસે લઇ આવો હું તેને આ જ વખતે શરણે આવ્યાનું ફળ આપવા ઇચ્છું છું. અર્થાત્ સમુદ્રનું જળ લાવો તેથી હું હમણા તેને લંકાનો રાજ્યાભિષેક કરૂં છું. એવી રીતે કહીને જ્ઞાનસ્વરૂપ શ્રીરઘુનાથજીએ વિભીષણને લંકાનું રાજ્ય સહજમાંજ દઇ દીધું, કે જેને રાવણે અતિ મુશ્કેલીથી મેળવ્યું હતું.



# લંકાકાંડ.



શ્રીમાન્ જ્ઞાનસ્વરૂપ રઘુનાથજી અજ્ઞાનરૂપ રાવણ પર વિજય મેળવવામાં હેતુભૂત ગુરૂરૂપ શિવને જાણીને રામેશ્વર નામથી મહાદેવજીને વેદોક્ત વિધિથી પ્રતિષ્ઠિત કરીને વિવેકરૂપ લક્ષ્મણ, સંતોષરૂપ સુગ્રીવ, અને વિહિત કર્મરુપ વિભીષણ સહિત તેમની સ્તુતિ કરતા હવા. જે મનુષ્ય આવી રીતે શિવ ગુરૂનું પૂજન સેવન ને ધ્યાનાદિ કરશે તેજ મનુષ્ય આશારૂપી સમુદ્રથી પાર થઇને અજ્ઞાનરૂપ રાવણને નષ્ટ કરી શાંતિને પ્રાપ્ત થશે; પણ જે ગુરુથી વિમુખ રહેશે તે કદાપિ શાંતિને પ્રાપ્ત કરી શકશે નહીં. એમ કહીને જ્ઞાનસ્વરૂપ શ્રીમાન્ રામચંદ્રજીએ આશારૂપ સમુદ્રપર પોતાની લીલારૂપ પૂલ બાંધ્યો. અર્થાત્ આશારૂપ સમુદ્રથી પાર થવાનો પુલ શ્રીરારામચંદ્રજીની લીલાનું જે કોઇ પણ સ્મરણ અને ધારણ કરશે તેજ પુરૂષ આશારૂપી દુર્ઘટ સમુદ્રથી સહજમાંજ પાર થઇ જશે. હવે પેલી તરફ મતિરુપ મંદોદરીએ પણ અજ્ઞાનરૂપ રાવણને સમઝાવ્યો કે હે સ્વામી ! એમને રાજાના પુત્ર સમજો નહીં, આ તો સાક્ષાત્ પરમાત્મા છે. જુઓ, આજ શાંતિરૂપિણી સીતાજીને માટે આપ પણ જનકપુરમાં ગયા, પરન્તુ આપથી અહંકારરુપ ધનુષ ટૂટયું નહીં, તેમજ ત્યાં સમગ્ર પૃથ્વીના રાજા પોત પોતાનાં બળ પરાક્રમને હારી ગયા, પરન્તુ ધનુષ્ય કોઇથી પણ ઉપડયું નહીં. અને આમના પ્રકાશમાત્રથીજ અહંકારરૂપ ધનુષ ક્ષીણ થઇ ગયું. ત્યારે પછી તેને મનુષ્ય કેમ સમઝો છો ! વળી જુઓ જે જનકનંદિની પર આપની કુદૃષ્ટિ છે, તે આ સાક્ષાત્ શાંતિ છે, તેને કામાતુર સ્ત્રી સમઝો નહીં. કેમકે જે સ્ત્રીને જોઇને સારા પુરૂષનું ચિત્ત પણ ચલાયમાન થઇ જાય તે સ્ત્રીને દુષ્ટા કામી જાણવી જોઇએ. પણ જે સ્ત્રીને જોવાથી દુર્બુદ્ધિ પુરૂષનું ચિત્ત પણ ચલાયમાન થાય નહીં તે સ્ત્રી પતિવ્રતા કહેવાય છે. જુઓ આપ અહિંથી ઘણીવાર તેનું સતભંગ કરવાની ઇચ્છાથી ગયા, પરન્તુ ત્યાં જતાંજ તેમના દર્શનથી આપને શાંતિ થઇ ગઇ. અર્થાત્ તેના પ્રકાશથી કાંઇ કહેવાને શક્તિમાન્ થયા નહીં. વિચાર કરવાનો વિષય છે કે જે કોઇ તુચ્છ પુરૂષની સ્ત્રીને પણ કોઇ મનુષ્ય પોતાની કહી શકતો નથી, ત્યારે ભલા પછી સાક્ષાત્ જ્ઞાનસ્વરૂપ શ્રીરઘુનાથજીની સ્ત્રી શાંતિરૂપિણી સીતાજીમાં પત્ની ભાવના કરો છો, તેનું ફળ કોણ જાણે શું થવાનું છે ! એટલા માટે મારી આપ આગળ વારંવાર આ જ પ્રાર્થના છે કે આપ નિષ્કપટ ચિત્ત થઇને સીતાજીને સાથે લઇને શ્રીરામચંદ્રજીનાં ચરણોમાં જઇ પડો. નહીં તો

શ્રેય થશે નહીં. કેમકે કામ, ક્રોધ, લોભ, મોહ, અહંકાર, રાગ, દ્વેષ ને સુખ દુઃખાદિ, દેવતા અને પશુ પક્ષીયોના શરીરમાં પણ થાય છે, પરન્તુ મનુષ્ય શરીર તો કેવળ જ્ઞાનની પ્રાપ્તિને માટે જ છે. તેથી જે કોઇ પુરૂષ સંસાર બંધનથી છૂટવાને માટે મનુષ્ય શરીરને પ્રાપ્ત કરીને અમૃત જ્ઞાન સમ્પાદન કરતો નથી પણ વિષયોમાંજ આસક્ત રહે છે, તે પુરુષ જીતેલી બાજીને જરા જેટલી ચતુરાઇની ચૂકમાં હારી જાય છે. હે નાથ ! જે પુરુષ નેત્રો વડે કરીને હીન છે, તે કૂવામાં પડતો હોય તો નેત્રવાળો પુરુષ તેને કહે છે કે આ કૂવો છે, તેમાં પડો નહીં. પણ જ્યારે નેત્રવાળો મનુષ્ય જાણી જોઇને કુવામાં પડે છે ત્યારે તેને કોઇ પણ કહેતું નથી, કિન્તુ તેને પડતો જોઇને અદ્‌ભુત ચરિત્ર સમઝીને સર્વ પુરૂષ મઝા જુએ છે. હે પ્રાણનાથ ! આપના જ શ્રીમુખથી ઘણીવાર એવું સાંભળવામાં આવ્યું છે કે વેદમાં એવાં એવાં અનેક વાક્ય છે કે "एकमेवाद्वितीय" "नेह नानास्ति किंचन" એકજ એક અદ્વિતીય બ્રહ્મ છે, બ્રહ્મથી ભિન્ન કાંઇ પણ નથી. અને જે શરીરાદિ પદાર્થ બ્રહ્મથી ભિન્ન પ્રતીત પણ થાય છે તે સર્વ મૃગતૃષ્ણાના જળવત્ મિથ્યા છે. એવાં જે પરમ કલ્યાણરૂપ વેદનાં વાક્ય છે તે શું પાન કરવા યોગ્ય નથી ? અવશ્યજ પાન કરવા યોગ્ય છે. અર્થાત જ્યારે આપ વેદશાસ્ત્રનાં વચનોથી નિશ્ચય કરી ચૂક્યા છો કે એક આત્માજ રાગ દ્વેષ ને સુખ દુઃખથી રહિત સત્ય છે, અને શરીરાદિ સર્વ પદાર્થ જડ દુઃખરુપ મિથ્યા છે ત્યારે પછી અસત્ય દેહને માટે આવો અનર્થ કેમ કરો છો કે જગદીશ્વર સચ્ચિદાનંદ જ્ઞાનસ્વરુપ શ્રીરઘુનાથજીની અનાદિ શક્તિ શાંતિરૂપિણી સીતાજીમાં સ્ત્રી ભાવના કરો છો ! શું એનું ફળ કાંઇ સારૂં થશે ! કદાપિ સારૂં થશે નહીં. હે સ્વામી ! હૃદયમાંથી શત્રુ ભાવનાનો ત્યાગ કરીને પ્રિય છે શરણાગત જેને એવા જે રઘુનાથજી તેને જઇ મળો. અર્થાત્ શાંતિરુપિણી જનકનંદિનીને સાથે લઇને જાઓ અને પ્રાર્થના કરીને તમારો અપરાધ ક્ષમા કરાવો. તેથી આ લોકમાં પ્રાણઘાતથી અને પરલોકમાં યમદંડથી બચશો. હે મહારાજ ! સર્વના હૃદયમાં જે અંતર્યામીરૂપે વ્યાપક થઇ રહેલા રઘુનાથ સ્વામી છે, તેને ભક્તિ વડે કરીને જે પુરુષ શરણાગત થયો નહી તે અધ્યાત્મ, અધિભૂત, ને અધિદૈવ દુઃખરૂપ તપ્ત તેલની તવીમાં પડેલાને કાળરૂપ રસોઇયો તૃષ્ણારૂપી કડછીથી પકાવ્યા કરે છે. હે સ્વામી ! આ સમય જો આપ મારૂં કહ્યું માનશો નહીં તો આવી જ લીલા થશે કે જેવી રીતે કોઇ પુરૂષ અગ્નિમાં પોતાને બળી રહેલો જોઇને કોઇના કહેવાથી નીકળતો ન હોય. અર્થાત્ જ્ઞાનસ્વરૂપ શ્રીરામચંદ્રજીથી વિમુખ થવું તે બળતી અગ્નિમાં પ્રવેશ કરવા સમાન છે. હે પતિ ! હજી પણ કાંઇ બગડી ગયું નથી, હું દાસીનું કહ્યું માનીને નષ્ટ થઇ જવાની નિશાની જે જાનકી લાવ્યા છો તેને

લઇ જઇને રામચંદ્રજીના શરણાગત થાઓ. એવાં વચન સાંભળીને અત્યંત ક્રોધથી લાલ થઇ ગયાં છે નેત્ર જેનાં એવો અજ્ઞાનરૂપ રાવણ કહેવા મંડયો કે તું તો સ્ત્રી છો. તેથી સ્ત્રીયોના જેવી તુચ્છ વાર્તા કરે છે. એમ કહીને રાવણે તેનો પણ તિરસ્કાર કર્યો. આ તરફ આનંદપૂર્વક વિલાસ કરતા કરતા શ્રીરામ-ચંદ્રજી લંકાની સમીપ જઇ પહોંચ્યા. તે વખતે મર્યાદા પુરુષોત્તમ જ્ઞાનસ્વરૂપ શ્રીરામચંદ્રજીએ ધર્માનુસાર અજ્ઞાનરૂપ રાવણપર એક પત્ર લખી આપીને અક્રોધરૂપ અંગદને મોકલ્યો. તે વખતે પણ તે દુષ્ટ રાવણ અહંકાર યુક્ત વચનો જ બોલ્યો. પછી અંગદજીએ પણ ઘણોજ સમજાવ્યો કે જુઓ ત્યાંનો એક મોકલેલો વાંદરો આવ્યો હતો, કે જેણે સર્વ લંકા બાળી દીધી. ભગવાનૂશ્રીના ભયથી તમંને માર્યા નહીં. માટે તમે તેની સાથે વેર ન કરો. વળી જુઓ તે તો પ્રકાશરૂપ છે. જેના નામ માત્રથીજ પત્થરની શિલા સમુદ્રમાં ગઇ, તેની સાથે વેર કરીને પછી આધાર જ કોનો છે? એવું સાંભળીને પણ તેણે અનેક કુતર્કો કર્યા. તે વખતે અક્રોધરૂપ અંગદે સભામાં પોતાનો પગ રોપીને કહ્યું કે હું તેમના શૂરવીરોનો સેવક છું, પણ મારોજ પગ તમારામાંના કોઇથી ઉંચકી શકાશે નહીં. તે સમય રાવણની આજ્ઞાનુસાર ઘણાએક રાક્ષસોએ અંગદનો ચરણ ઉપાડયો, પરન્તુ સઘળા રાક્ષસ હારી ગયા, અને પગ કોઇથી પણ ચલાયમાન થયો નહીં. તેથી પછી કુપિત થઇને જ્યારે રાવણ પડે ઉઠ્યો ત્યારે અંગદે પગ ઉપાડી લીધો ને હસીને કહ્યું કે અરે મતિમન્દ! જ્ઞાનસ્વરૂપ શ્રીરામચંદ્રજીનાં ચરણોમાં પડ, કે જેથી તારું કલ્યાણ થાય. એવું વચન સાંભળી રાવણ લજ્જિત થઇ ગયો. અને અક્રોધરુપ અંગદજી પણ ચાલ્યા આવ્યા. પછી શ્રીરામચંદ્રજીની આજ્ઞાનુસાર વનચરોએ રાક્ષસોનો વિધ્વંસ કરવા આરંભ કર્યો, તે સમય રાવણે રાગરુપ મેઘનાદને મોકલ્યો. તે રાગરુપ મેઘનાદની આસકતતા રુપી શકિતથી વિવેકરુપ લક્ષ્મણજી મૂર્ચ્છિત થઇ ગયા, અને તે સમયે રાત્રિ પણ થઇ ગઇ હતી. તેથી રામચંદ્રજીની સર્વ સેનામાં હાહાકાર મચી ગયો. પછી વિભીષણે શ્રીરામચંદ્રજી પાસે કહ્યું કે હે નાથ! લંકામાં અનુરાગરુપ સુષેણ નામનો એક વૈદ્ય છે, તે આવે તો લક્ષ્મણજીની મૂર્ચ્છા નિવૃત્ત થાય. તે પરથી સત્સંગરુપ હનુમાનજી અનુરાગરુપ સુષેણ વૈદ્યને પણ લઇ આવ્યા. તે અજ્ઞાનરુપ રાવણના સંબંધથી વિષયાનુરાગરુપ થએલો જે રાગ હતો તે જ્ઞાનસ્વરુપ શ્રીરામચંદ્રનાં દર્શન કરતાં વેતજ ભગવતાનુરાગરુપ થઇ ગયો. ત્યાં આવીને સુષેણ વૈદ્યે કહ્યું કે હે પ્રભો! આપ કાંઇ પણ ચિંતા કરશો નહીં, કેમકે વિવેકરુપ લક્ષ્મણજી મરણ પામ્યા નથી. કિન્તુ તેમને મૂર્ચ્છા ગઇ છે. અર્થાત વિવેકી પુરુષને અનાત્મ પદાર્થોમાં કદાચિત્ રાગ થઇ

તો તેની આસક્તતાથી વિવેક મૂર્ચ્છિત થઇ જાય છે, પણ પાછી જ્યારે નિજસ્વરુપની સ્મૃતિ થાય છે. ત્યારે મોહ દૂર થઇ જાય છે; એવી રીતે રાગરુપ મેઘનાદની આસક્તતારુપી શક્તિથી વિવેકરુપ લક્ષ્મણજી મૂર્ચ્છિત થઇ ગયા છે, પરન્તુ સત્શાસ્ત્રરુપ દ્રોણગિરિ નામનો એક પર્વત છે તેમાં સ્મૃતિરુપ સંજીવન ઔષધી છે તે લક્ષ્મણજીને મળે તો તે નિજસ્વરુપને પ્રાપ્ત થઇ જાય. એવાં તેનાં વચન સાંભળીને શ્રીરામચંદ્રજીએ ઉંચું ઉપાડીને જોયું તો સત્સંગરુપ હનુમાનજી પ્રણામ કરીને ચાલી નીકળ્યા, અને માર્ગમાં કપટરુપ કાળનેમિ આદિ અનેક રાક્ષસોનો વિધ્વંસ કરીને દ્રોણગિરિપર જઇ પહોંચ્યા. ત્યાં જઇને જુએ છે તો સકળ વાકયરુપ ઔષધિયો નિજસ્વરુપની સ્મૃતિ કરાવનારી છે એમ જણાયું. અર્થાત્ સત્ જે આત્મા તેની પ્રાપ્તિ કરાવનારું જે વેદાંત શાસ્ત્ર તેમાં બે પ્રકારનાં વાકય છે, એક તો વિધિ વાકય, અને બીજાં નિષેધ વાકય છે. જે વિશેષને સામાન્યરૂપતા બોધન દ્વારા નિઃસામાન્ય વિશેષ વસ્તુનાં ઉપસ્થાપક વાકય તે વિધિવાકય છે, અને જે વિશેષને નિષેધરુપતા બોધનદ્વારા નિઃસામાન્ય વિશેષ વસ્તુનાં ઉપસ્થાપક વાકય છે તે નિષેધ વાકય છે. સામાન્ય નામ સર્વ દેશીનું છે. અને વિશેષ નામ એક દેશીનું છે. અર્થાત્ સર્વ દેશી ચૈતન્ય સામાન્ય છે, અને એક દેશી સંસાર નિષેધ છે. કહેવાનો ભાવ આ છે કે વિશેષ જે સંસાર તેને સામાન્ય ચૈતન્યરૂપતા બોધનદ્વારા નિસ્સામાન્ય વિશેષ વસ્તુરૂપ આત્માનું ઉપસ્થાપક જે વાક્ય છે તે વિધિવાકય છે. જેમકે "**सर्वं खल्विदं ब्रह्म**" અર્થાત્ સર્વ બ્રહ્મ છે આ વિધિ વાકય છે. અને બીજું વિશેષરૂપ જે સંસાર તેને નિષેધરૂપતા બોધનદ્વારા નિસ્સામાન્ય વિશેષ વસ્તુરૂપ આત્માનું જે ઉપસ્થાપક વાકય છે. તે નિષેધ વાકય છે. જેમકે "**नेति नेति**" એટલે એ પ્રમાણે નહીં, એ પ્રમાણે નહી. આ નિષેધ વાકય છે. એવા ભાવથી વેદાંત શાસ્ત્રમાં બે પ્રકારનાં વાક્ય છે. પરન્તુ સર્વનું તાત્પર્ય એકજ છે, જેમકે "**नेति नेति**" અર્થાત્ આ દશ્ય કાંઇ પણ વસ્તુ નથી, આ વાકયથી પણ સિદ્ધ થાય છે કે દશ્ય તો કાંઇ પણ નથી, પરન્તુ કાંઇ નથીનો દૃષ્ટા એક આત્મા અવશ્યજ છે, કે જેમાં સામાન્ય વિશેષ ભાવ બનતો નથી. કેમકે તે અખંડ એકરસ પરિપૂર્ણ છે. અને બીજાં જે વિધિ વાકય છે "**सर्वं खल्विदं ब्रह्म**" સર્વ બ્રહ્મ સ્વરુપ છે તેનો ભાવ પણ આજ છે કે એક આત્મા જ છે બીજું કાંઇ નથી. એવી રીતે સત્સંગરુપ હનુમાનજીએ દ્રોણગિરિમાં જઇને જોયું તો સમગ્ર વાકયરૂપ ઔષધિ કેવળ એક ચૈતન્યરૂપ પોતના આત્માનોજ બોધ કરાવનારી છે. આ કારણથી તે પર્વતનેજ ઉપાડીને લઇ ચાલ્યા. તે જ્યારે અયોધ્યાની ઉપર આવી પહોંચ્યા ત્યારે વૈરાગ્યરૂપ ભરતજીએ તેને કોઇ રાક્ષસ જાણીને બાણ માર્યું, તે બાણથી તે શ્રીરામ શ્રીરામ

કહેતા કહેતા પૃથ્વીપર પડી ગયા. શ્રીરામ શબ્દને સાંભળીને ભરતજીએ ભયભીત થઇને પુછ્યું કે તમે કોણ છો તે શીઘ્ર કહો ! જ્યારે સત્સંગરૂપ હનુમાન્ પાસેથી સર્વ વૃત્તાંત સાંભળ્યું ત્યારે ભરતજી ઘણા દુઃખી થયા અને કહ્યું કે જો તમારામાં ચાલવાની શક્તિ રહી ન હોય તો મારા બાણુપર બેસો હું તમને પહોંચાડી દઇશ. અર્થાત્ હું વૈરાગ્યરૂપ ભરતના બાણ વિના તમે સત્સંગ અને શાસ્ત્ર વાક્યરૂપ ઔષધિ વિવેકરુપ લક્ષ્મણની મૂર્છાને નિવૃત્ત કરી શકશો નહીં; કેમકે જે પદાર્થની આસકતતાથી વિવેક મૂર્છિત થાય છે તે પદાર્થનો મોહ વૈરાગ્ય વિના નિવૃત્ત થતો નથી. એવું સાંભળીને હનુમાનજી અતિ હર્ષિત થઇને કહેવા મંડ્યા કે હે સ્વામી ! આપની કૃપથી કેવળ હું સત્સંગજ સર્વ દુઃખોનો નાશ કરી શકું છું, કેમકે જ્યાં હું સત્સંગ આપનો દાસ છું ત્યાં આપ જ્ઞાન વૈરાગ્યાદિ સઘળાં આપોઆપજ આવીને ઉભા રહેશો. એવી રીતે કહીને હનુમાનજી ત્યાંથી ચાલી નીકળ્યા, અને આવીને શ્રીરામચંદ્રજીને પ્રણામ કર્યા. જ્યારે વિવેકરુપ લક્ષ્મણજીને નિજસ્વરૂપની સ્મૃતિ થઇ ત્યારે મૂર્છા નિવૃત્ત થઇ ગઇ, અને ઉઠીને શ્રીરામચંદ્રજીને નમસ્કાર કર્યા. શ્રીરામચંદ્રજી પણ તેમને છાતી સાથે ચાંપી અતિ આનંદિત થયા, ને શ્રીરામચંદ્રજીની સેનામાં પણ આનંદ મંગળ થવા મંડયું. આ પ્રકારની વાર્તા જ્યારે દુર્બુદ્ધિ અજ્ઞાનરૂપ રાવણે સાંભળી કે વિવેકરૂપ લક્ષ્મણજી ફરી સાવધાન થઇ ગયા છે ત્યારે અતિ શોકને પામ્યો. પછી રાવણે ક્રોધરૂપ કુંભકર્ણને જગાડયો, તે સમય કુંભકર્ણે પણ ઘણોજ સમજાવ્યો કે હે ભ્રાતા ! એમની સાથે વેર કરવામાં સાર નથી. જુઓ લોભરૂપ વાળીથી તો તમે અધિક બળવાન્ નથી. તેને તેમણે એકજ બાણથી મારી નાખ્યો ત્યારે પછી તમારૂં શું ગજું છે ! વળી એક સમયની વાર્તા હું તમને કહું છું તે તમે સાંભળો. હે રાજન્ ! એક દિવસ મુનિયોમાં શ્રેષ્ઠ નિષ્કામ કર્મરુપ નારદજી મને મળ્યા,જ્યારે મેં તેમને નમસ્કાર કરીને પૂછ્યું કે આપ કયાંથી પધારો છો ત્યારે નારદજી બોલ્યા કે હે ક્રોધરૂપ કુંભકર્ણ ! હું દેવતાઓની સભાંમાંથી આવું છું. ત્યાં આજ તું ક્રોધરૂપ કુંભકર્ણ અને અજ્ઞાનરૂપ રાવણાદિ રાક્ષસોને નષ્ટ કરવાનો યત્ન કરવામાં આવ્યો છે. અર્થાત્ તમે લોકો વડે કરીને દુઃખિત થયા થકા શમ દમાદિ ઋષયો અને બ્રહ્માદિ દેવો સૌએ મળીને સાક્ષાત્ નારાયણ પાસે પ્રાર્થના કરી છે. તેની પ્રાર્થનાનો સ્વીકાર કરીને અજ્ઞાનરૂપ રાવણાદિ રાક્ષસોના નાશને માટે જીવરૂપ રાજા દશરથના ઘરમાં નારાયણે પોતાના જ્ઞાન સ્વરૂપને પ્રકટ કરેલું છે. હે ભ્રાતા ! તે મુનિનાં વચનોને સાંભળતાં જ મારી તો રઘુકુળભૂષણ રામચંદ્રમાં પરમાત્મા ભાવના થઇ ગઇ. તેથી જ મેં તમને પ્રથમ પણ ઘણા સમજાવ્યા હતા કે રઘુકુનાથજી જ્ઞાનસ્વરુપ છે, અને સીતાજી

શાંતિરૂપ છે. અને તેજ જ્ઞાનનો અંશ વિવેકરૂપ લક્ષ્મણ છે. એટલા માટે તમે તેમની અનાદિ શકિત સીતાજીમાં કુદૃષ્ટિ કરો નહીં, નહીં તો નષ્ટ થઇ જશો; પરન્તુ તમે માન્યું નહીં, અને ઉલટો મારો તિરસ્કાર કરીને મદાંધ થયા થકા સીતાજીને છળવા ચાલ્યા ગયા, તેનું ફળ આ હવે તમે પ્રત્યક્ષ જોઇ રહ્યા છો. હે રાવણ! હું તમને મારા મોટા ભાઇ પિતાની સમાન જાણીને કાંઇક કહું છું તેને સમજો. આજ સીતારામજીથી સમગ્ર ચરાચર જગત્ ઉત્પન્ન થયું છે અને એના વડે કરીનેજ પાલન થાય છે. તથા તેજ સંહાર કરે છે. તેથી તે સર્વનાં માતા પિતા છે. ત્યારે પછી તમે જગન્માતા જાનકીજીને હરી લાવીને સુખ પામવા ઇચ્છો છો તે કેવી રીતે થઈ શકશે? કદાપિ થઈ શકશે નહીં. જરા વિચાર કરવા જેવી વાત છે કે આ શરીર મળમૂત્રનું મહા અપવિત્ર પાત્ર છે, તેને માટે તમે આવો અનર્થ કર્યો કે જગન્માતા શ્રીજાનકીજીને તો છળીને લાવ્યા, અને આજ દેહના સમ્બન્ધથી તમે તમારા આત્મસ્વરુપને ભૂલીને દેહાભિમાની થઇને બ્રહ્મહત્યાદિ અનેક પાપ કર્યાં. અને તેમાં હજી પણ તમારી એવી આસકતતા છે કે જેના અભિમાનથી રઘુનાથજીની પાસે જઇને તમારો અપરાધ ક્ષમા પણ કરાવતા નથી. અને મારી આગળ દીન વચન વદો છો, તેમાં તમને લાજ પણ આવતી નથી. વળી આ બીજું પણ ઘણું મોટું આશ્ચર્ય છે કે તમે જાણી જોઇને કૂવામાં પડો છો, ત્યારે હવે ખુશીથી પડો, તમારી મરજી. એવાં તેનાં વચન સાંભળીને રાવણ બોલ્યો કે એમાં મને કાંઈ પણ નુકસાન નથી, કેમકે જો તે ઈશ્વર છે તો મારૂં કલ્યાણ થઇ જશે, અને જો તે મનુષ્ય હશે તો મને જીતી શકશે નહીં. પરન્તુ તમારા બળનો પણ નિશ્ચય થઈ ગયો કે તમે કાયર છો, કેવળ ખાવામાં અને સૂવા માત્રમાં જ તમારી શૂરવીરતા છે. એવું સાંભળીને કુંભકર્ણ પોતાના ક્રોધ સ્વરૂપને ધારણ કરીને યુદ્ધ સ્થાનમાં આવ્યો. જ્યારે જ્ઞાનસ્વરૂપ શ્રીરામચંદ્રજી ભગવાન્ સિંહની પેઠે ગાજ્યા ત્યારે ક્રોધરૂપ કુંભકર્ણ બોલ્યો કે તમે શું ગર્જના કરો છો! તમને તો મેં પ્રથમથી જ જીતી લીધા છે. અર્થાત્ હું ક્રોધ વડે કરીને જ તમે તુચ્છ જેવી સ્ત્રીની પાછળ અનેક જીવોની હિંસા કરી, અને ક્ષત્રી થઇને કિંચિત માત્ર પણ મનમાં દયા આણી નહીં. જ્ઞાનસ્વરૂપ શ્રીરામચંદ્રજીએ કહ્યું અરે દુષ્ટ! તું શું કહે છે? જરા બુદ્ધિને તો સાવધાન કર. અરે જે સ્ત્રીનું તું નામ લે છે, તે તો મારી અભેદરૂપે અનાદિ શકિત છે. તેને કોણ હરી શકે તેમ છે? જો તેજ શક્તિથી તો હું હમણા થોડા જ વારમાં તારૂં સર્વસ્વ નાશ કરી નાખું છું; વળી જો તું આમ કહે કે હું ક્રોધ વડે કરીને તમે જીવોની હિંસા કરી તો તે ક્રોધ અને હિંસા નથી કિન્તુ શીક્ષ અને દયા છે; કેમકે એક વડે કરીને અનેક સજ્જન

પુરૂષ દુઃખ પામતા હોય, અને તેના નાશથી તેમને સુખ થાય તેમ હોય તો તે એકનો નાશ કરી નાખવો એ શ્રેષ્ટ જ છે. વળી બીજું હું જ્ઞાનસ્વરૂપ રામચંદ્રનો તો આ સ્વભાવજ છે કે કામ ક્રોધાદિ દુષ્ટોનો વધ કરીને સજ્જનોની રક્ષા કરવી. એવી રીતે જ્ઞાનસ્વરૂપ શ્રીરામચંદ્રજીએ જે સમય શાંત વાકયરૂપ બાણુ માર્યું કે તરત ક્રોધરૂપ કુંભકર્ણું પણ નષ્ટ થઈ ગયો. કેમકે જ્ઞાનની સન્મુખ ક્રોધાદિ કેવી રીતે ઉભા રહી શકે ? એવી રીતે જ્યારે રાવણે જોયું કે ક્રોધરૂપ કુંભકર્ણ અને મોહરૂપ ખરદૂષણુ જેવા શૂરવીર જેમણે મારી નાખ્યા છે તે અવશ્યજ સાક્ષાત્ ઇશ્વર છે એમાં સંશય નથી. કેમકે કોઈ પણ મનુષ્યની તો આટલી શકિત જણાતી નથી કે જે એને મારે. એવો વિચાર કરીને રાવણ શોક સમુદ્રમાં ગળકાં ખાઇ રહ્યો હતો, એવામાંજ રાગરૂપ મેઘનાદ પણ આવી પહોંચ્યો. મેઘનાદ બોલ્યો કે કેમ ? કેમ ? કેમ ? આટલા બધા શોકનું શું કારણ છે ? હે પિતા ! ભલા આ નાના નાના બાળક આપને શું કરી શકે તેમ છે ! હવે આપ જરા મારો ખેલ જુઓ, એમ કહીને મેઘનાદ રણમાં આવ્યો. તે વખતે વિવેકરૂપ લક્ષ્મણજીએ રાગરૂપ મેઘનાદને પણ એકજ બાણથી નષ્ટ કરી દીધો, અને રતિરૂપ સુલોચના પણ મેઘનાદની સાથે સતી થઇ ગઇ. તે સમયે લંકામાં હાહાકાર વરતાઇ ગયો. હવે અજ્ઞાનરૂપ રાવણાદિ રહ્યા ખહ્યા સર્વ રાક્ષસો કંપવા મંડ્યા. જ્યારે રાવણે શોકાતુર થઇને આકર્ષણ મંત્ર જપીને દ્વેષરૂપ અહિરાવણને બોલાવ્યો અને સર્વ હકીકત કહી સંભળાવીને કહ્યું કે તેમના નાશની તમે કાંઇક યુકિત કરો. ત્યારે દ્વેષરૂપ અહિરાવણ જ્ઞાનસ્વરૂપ શ્રીરામચંદ્રજીને વિવેકરૂપ લક્ષ્મણજી સહિત છેતરીને પાતાળમાં લઇ ગયો, અર્થાત્ તે સમયે કોઇ કોઇ મતિમંદ પુરૂષના ચિત્તમાં એવી કલ્પના થઇ કે શ્રીરામચંદ્રજીને રાક્ષસો સાથે દ્વેષ છે, પરન્તુ વાસ્તવમાં દ્વેષ નથી. પછી સત્સંગરૂપ હનુમાનજીએ દ્વેષરૂપ અહિરાવણને માર્યો અને પોતાના પુત્ર નિર્લોભરૂપ મકરધ્વજને પાતાળનું રાજ્ય દઇને શ્રીરામચંદ્રજીને લક્ષ્મણજી સહિત લઇ આવ્યા. જ્યારે રાવણે સઘળા રાક્ષસોને નષ્ટ થઈ ગયેલા જોયા ત્યારે મૃત્યુનો પ્રેરેલો પોતાની મેળાએ મોટા વેગથી ગાજતો ગાજતો તે અજ્ઞાનરૂપ રાવણ જ્ઞાનસ્વરૂપ શ્રીરામચંદ્રજીની સન્મુખ આવીને ઉભો રહ્યો. અને આવી રીતે યુદ્ધ થવા મંડયું. રાવણ બોલ્યો, અરે બાળકો ! મને મારવાનો જે તમારા મનમાં અભિલાષ છે તે અભિલાષને હવે તમે કહાડી નાખો, કેમકે મને મારનારો તો કોઈ પણ આજ સુધીમાં ઉત્પન્ન થયો નથી; અને જે દિવસે હું અજ્ઞાનનો નાશ થઈ જશે, તે દિવસ તમે પણ હશો નહીં, તેમજ આ સઘળું દૃશ્ય પણ કાંઇ હશે નહીં. કેમકે તે સર્વનું કારણ તો હું અજ્ઞાન જ છું; ત્યારે પછી મારો નાશ થવાથી તે કેવી રીતે

સ્થિત રહી શકે ! બસ, હવે તમારૂં ભલું ઇચ્છતા હો તો પાછે પગલે ઘેર ચાલ્યા જાઓ. ક્યાંઈ બાળક પણ રણમાં વિજય પામે છે? જ્ઞાનસ્વરૂપ શ્રીરામચંદ્રજી બોલ્યા, અરે જરા આંખ તો ઉઘાડ ! દૃશ્ય છે ક્યાં કે જેનો નાશ તારો નાશ થવાથી સમજે છે, અને જેના હોવાથી તારૂં હોવું માને છે; અરે, જે પુરૂષ ઘટની રક્ષાથી આકાશની રક્ષા અને ઘટના નાશથી આકાશનો નાશ સમજે છે તે પુરૂષ મહામૂર્ખ છે. દૃશ્ય છે ક્યાં ? દૃશ્ય તો કાંઈ પણ વસ્તુ નથી. જે વસ્તુ આદિ અને અંતમાં નથી તે વસ્તુ મધ્યમાં પણ કાંઇ નથી, જેવી રીતે મૃગતૃષ્ણાનું જળ અણઉપજેલું ઉપજ્યા જેવું પ્રતીત થાય છે, તેવી રીતે દૃશ્ય પણ વન્ધ્યાના પુત્રવત મિથ્યા છે, વાસ્તવમાં કાંઈ પણ નથી. એવું સાંભળીને અજ્ઞાનરૂપ રાવણ કહેવા મંડયો, કે બસ હવે તમે તમારાં ધનુષ બાણ મને દઇને ઘરે ચાલ્યો જાઓ, તમારૂં સર્વ વૃત્તાંત જાણવામાં આવી ગયું કે તમે શસ્ત્રવિદ્યાને તો સમજતાજ નથી. કેમકે હજી માતાની પાસેથી આવ્યા છો અને બાળક છો, પરન્તુ વેદને પણ જાણતા નથી. કેમકે જો વેદનું પઠન કર્યું હોત તો આમ કહેત નહીં કે સંસાર શશશૃંગવત મિથ્યા છે. કેમકે વેદમાં એવાં એવાં અનેક વાક્ય સંસારને સત્ય પ્રતિપાદન કરે છે. ચાતુર્માસ યજ્ઞ કરનારો પુરૂષ અક્ષય પુણ્યને પ્રાપ્ત થાય છે, અને સોમવલ્લીનું પાન કરનારો પુરૂષ અમૃત સ્વરૂપ થઈ જાય છે. એવી રીતે વેદનાં અનેક વાક્ય કર્મોથી પ્રાપ્ત થનારાં સ્વર્ગાદિકને અક્ષય અર્થાત્ નિત્ય પ્રતિપાદન કરે છે, ત્યારે પછી તમે સંસારને મિથ્યા કેવી રીતે કહો છો ! જ્ઞાનસ્વરૂપ શ્રીરામચંદ્રજીએ જ્યારે એવું સાંભળ્યું ત્યારે ભગવાન્શ્રી હસ્યા કે વાહવાહ ધન્ય છે, હું તો શસ્ત્રવિદ્યા અને વૈદિક વિદ્યાથી હીનજ છું, પરંતુ તમે મોટા વિદ્વાન્ અને શૂરવીર શસ્ત્રધારી છો. આપની સમજ રૂડી છે. આપે વેદાર્થને યથાર્થજ જાણ્યો છે કે જેથી અર્થનો અનર્થ કરો છો. જરા સમજો તો ખરા, આ શ્રુતિનું આમ તાત્પર્ય નથી કે કર્મોનું ફળ સ્વર્ગાદિક ભોગ નિત્ય છે, અને જો કદાચિત્ આજ તાત્પર્ય હોત તો ત્યાંજ આગળ આમ કહતે નહીં કે જેવી રીતે પુરૂષાર્થથી પ્રાપ્ત થનારા આ લોકના પદાર્થ સ્ત્રી, પુત્ર, ધન ને ધામાદિક નષ્ટ થઈ જાય છે તેવી રીતે પુણ્યોનું ફળ જે સ્વર્ગાદિક છે તે પણ નાશવાન્ છે. જો ત્યાં શ્રુતિનું તાત્પર્ય દૃશ્યને સત્ય કહેવાનું હોત તો અહિઆં અસત્ય કેમ કહ્યું ! એથી પ્રત્યક્ષ પ્રતીત થાય છે કે ત્યાં આગળ શ્રુતિનો ભાવ કાંઈક જૂદોજ છે. કે જ્યાં સુધી તમારી બુદ્ધિજ પહોંચી નથી. જરા ચિત્તને સાવધાન કરીને સમજો, વેદમાં સકામ કર્મોને કરવાનું શ્રેષ્ઠ કહેવામાં આવ્યું નથી, કેમકે વેદમાં કર્મોના ફળ સ્વર્ગાદિકને અનિત્ય કહેલ છે. અર્થાત વેદની આમ આજ્ઞા છે કે; " **परीक्ष्यलोकान् कर्मचितान् ब्राह्मणोनिर्वेदमायान्नास्त्यकृतः कृतेन तद्विज्ञानार्थं स गुरुमेवाभि-**

**गच्छेत् समित्पाणिः श्रोत्रियं ब्रह्मनिष्ठम् ॥** " કર્મોથી પ્રાપ્ત થનારા સ્વર્ગાદિ લોકોની પરીક્ષા કરીને અર્થાત્ મિથ્યા જાણીને બ્રહ્મને જાણવાની ઇચ્છાવાળો પુરૂષ વૈરાગ્યને પ્રાપ્ત થઇને હાથમાં સમિધ લઇને શ્રીગુરૂને શરણે જાય છે. કહેવાનો ભાવ આમ છે કે અત્યંત નમ્રતાપૂર્વક જાય. ગુરૂ પણ વેદશાસ્ત્રના જ્ઞાતા અને ધારણાવાળા હોય. એવી વેદની આજ્ઞાથી પ્રત્યક્ષ પ્રતીત થાય છે કે નિત્ય ઇશ્વરની ઇચ્છા કરો. અને અનિત્ય સંસારની ઇચ્છા કરો નહીં. નિત્યની ઇચ્છા તેજ છે કે સંસારને અસાર જાણીને વિરકત થઇ નિષ્કામ કર્મ કરવાં. અને નિષ્કામ કર્મોનું ફળ જ્ઞાન છે. તે જ્ઞાન નિત્ય છે. અર્થાત્ શ્રુતિનો આ ભાવ છે કે ચાતુર્માસ યજ્ઞ કરનારો પુરૂષ અક્ષય પુણ્યરૂપ જ્ઞાનને પ્રાપ્ત થાય છે, ને તે જ્ઞાનસ્વરૂપ રામ હું છું. અર્થાત્ હું જ્ઞાનસ્વરૂપ રામનેજ વેદ અક્ષય પ્રતિપાદન કરે છે, અને તમે મિથ્યા છો. કેમકે તમારૂં તો નામજ અજ્ઞાન છે. અજ્ઞાન નામ અંધકારનું છે, ત્યારે ભલા પછી તમે અંધકાર અજ્ઞાન રૂપ રાવણ હું જ્ઞાનસ્વરૂપ રામ ભાનુકુલભૂષણની સન્મુખ કેવી રીતે ઉભા રહી શકશો ? કદાપિ ઉભા રહી શકશો નહીં. વળી વાસ્તવમાં તમે અજ્ઞાન પણ શશશૃંગની પેઠે મિથ્યા છો. કેમકે જે વસ્તુ આદિમાં છે, તેજ અંતમાં પણ છે, ત્યારે પછી વચમાં બીજી કોઈ વસ્તુ થઈ નથી, ત્યારે પછી મધ્યમાં બીજો કોઈ પદાર્થ થઇ શકતો નથી. અર્થાત મધ્યમાં પણ હું જ જ્ઞાનસ્વરૂપ રામ છું, તમે અજ્ઞાન તો કદી થયા જ નથી. ગર્જના શું કરો છો ? વળી બીજું તમારી આ પ્રવૃત્તિપર મને ઘણુંજ હસવું આવે છે, કે વેદ અને શાસ્ત્રના જ્ઞાતા પણ બનો છો, અને પ્રવૃત્તિ મૂર્ખના જેવી છે. અર્થાત એકને અનેક જુઓ છો. જુઓ વેદની શી આજ્ઞા છે ! **मृत्योः समृत्युमाप्नोति य इह नानेव पश्यति** " જે આ એક આત્માને અનેક જુઓ છે તે પુરૂષ વારંવાર મરે છે ને જન્મે છે. તે એકમાં તમારી અનેક દ્રષ્ટિ જ છે. ગર્જના કોણ કરે છે ! તમારૂં તો હોવુંજ અસિદ્ધ છે. ગાજ્યે શું થશે ! એવી રીતનાં જ્ઞાનસ્વરૂપ શ્રીરામચંદ્રજીનાં નિર્વાણ વાકયરૂપ બાણોથી અજ્ઞાનરૂપ રાવણ પણ નષ્ટ થઈ ગયો, ત્યારે દેવતા પુષ્પોની વર્ષા કરતા કરતા ભગવાન્ શ્રીરામચંદ્રજીનો જય થાઓ. એવા શબ્દ કરવા મંડ્યા. અને સર્વ સેના પણ હર્ષિત થઈ. જ્યારે અજ્ઞાનરૂપ રાવણ નષ્ટ થયો ત્યારે જ્ઞાનસ્વરૂપ શ્રીરામચંદ્રજીને શાંતિરૂપિણી સીતા પ્રાપ્ત થઇ ગઇ. શાંતિની પ્રાપ્તિ થવાનું સુખ અકથનીય છે. અર્થાત્ તેને તેજ જાણે છે કે જે પુરૂષ શાંત થાય છે. એવી રીતે આનંદપૂર્વક વિલાસ કરતા કરતા જ્ઞાનસ્વરૂપ શ્રીરામચંદ્રજીએ અજ્ઞાનરૂપ રાવણનો નાશ કરીને વિહિત કર્મરૂપ વિભીષણને રાજ્ય આપીને શમ દમાદિ સર્વ ઋષિ મુનિયોને નિર્ભય પદ પમાડીને શાંતિરૂપિણી સીતાજીસહિત પંચકોશ રૂપ અયોધ્યા પ્રતિ ગમન કર્યું.

## ઉત્તરકાંડ.



તે વખતે થોડે દૂરથી સત્સંગરૂપ હનુમાનજીને વૈરાગ્યરૂપ ભરતજીની પાસે મોકલ્યા. જ્યારે ભરતજીએ ભગવાનશ્રીનું આગમન સાંભળ્યું ત્યારે પ્રેમમાં મગ્ન થઇને શ્રીરામચંદ્રજીની સામા અવધપુરવાસિઓ સહિત એવી રીતે ચાલ્યા કે જેવી રીતે રાંકોના ટોળાં મણિઓની ખાણને લૂંટવા જતાં હોય. એવી રીતે પ્રેમમાં મગ્ન થઇને ભરતજી જઇને શ્રીરામચંદ્રજીનાં ચરણોમાં પડી ગયા, અને પછી ઉઠીને ગદ્ ગદ્ કંઠ થઇને સ્તુતિ કરવા મંડ્યા કે હે જગદીશ્વર ! યદ્યપિ આપ કારણ રહિત શુદ્ધ સચ્ચિદાનંદ વિજ્ઞાનસ્વરૂપ પ્રકૃતિથી પર છો તથાપિ આપ આપના ભકતોના કલ્યાણાર્થ આપની યોગમાયા વડે કરીને અનેક પ્રકારે લીલા કરો છો; કે જેનાં શ્રવણ કિર્તનથી બુદ્ધિમાન્ પુરૂષ તો પરમાનંદને પ્રાપ્ત થાય છે, પણ મૂર્ખ આપની ઉપરની ચેષ્ટાને જોઇને મોહને પ્રાપ્ત થાય છે. વળી આપના સગુણ નિર્ગુણ રૂપમાં પણ વાદ વિવાદ ત્યાં સુધી જ થયા કરે છે કે જ્યાં સુધી આપને જાણતા નથી. કેમકે આપ તો નથી નિર્ગુણ, તેમ નથી સગુણ. સગુણ નિર્ગુણનું દૃષ્ટા આપનું સ્વરૂપ છે. ત્યાર પછી આપમાં વાદવિવાદ કેમ બની શકશે ? વળી જ્યાં સુધી વાદ વિવાદ છે ત્યાં સુધી આપના સ્વરૂપનો બોધ થતો નથી, અર્થાત્ આપનું કાંઇ પણ સ્વરૂપ નથી, અને સર્વ સ્વરૂપ આપનાં જ છે. પછી વાદવિવાદ શામાં બની શકશે ? કદાપિ બની શકશે નહીં; હે નાથ ! આપે ઘણો જ મોટો અનુગ્રહ કર્યો કે આપના ભકતોની પ્રાર્થનાનો સ્વીકાર કરીને અજ્ઞાનરૂપ રાવણાદિ રાક્ષસોના નાશને માટે આપના નિર્ગુણ નિરાકાર નિર્વિકાર ને નિષ્ક્રીય સ્વરૂપને પંચકોશરૂપ અયોધ્યાજીમાં જીવ રૂપ મહારાજા શ્રીદશરથજીના ઘરમાં નિવૃત્તિ રૂપિણી કૌશલ્યાજી દ્વારા સગુણ રૂપે જ્ઞાનસ્વરૂપને પ્રકટ કર્યું છે, અને આપની અનાદિ શક્તિ શાંતિરૂપિણી સીતાજી વિદેહરૂપ રાજા જનકને ત્યાં પ્રકટ થયેલ છે, તથા રાગરૂપ મેઘનાદને નષ્ટ કરવાને માટે આપે આપના જ અંશ વિવેકરૂપ લક્ષ્મણજીને ભકિતરૂપિણી સુમિત્રાજી દ્વારા પ્રકટ કરેલ છે, કે જે મહાન્ ભાગ્યશાળી પ્રશંસા કરવા યોગ્ય આપના પૂર્ણ ભકત છે; વળી તે જ ભકિતરૂપિણી સુમિત્રાજી દ્વારા આપના અંશ વિચારરૂપ શત્રુઘ્નને પ્રકટ કરેલ છે, તથા હું વૈરાગ્યરૂપ ભરતને પણ આપે આપનો જ અંશ વિષય દોષદૃષ્ટિ સહિત પ્રવૃત્તિરૂપ કૈકયી દ્વારા પ્રકટ કરેલ છે. એવા પરમકૃપાળુ સ્વરૂપે પ્રકટ થઇને આપે એવી મર્યાદા-પુરૂષોત્તમરૂપ લીલા કરી કે પ્રથમ તો વેદરૂપ વસિષ્ઠજીની આજ્ઞાનુસાર વિશ્વાસરૂપ

વિશ્વામિત્રજીનો યજ્ઞ સફળ કરવાને માટે આપના પરમસેવક વિવેકરૂપ લક્ષ્મણજી સહિત ઋષિના આશ્રમની રક્ષા કરી, અને માર્ગમાં ભ્રાંતિરૂપ તાડકાને મારીને તેનું કલ્યાણ કર્યું. પછી કામરૂપ મારીચને દૂર કરીને ઋષિનો યજ્ઞ પૂર્ણ કર્યો, અને પછી મુનીની પ્રાર્થનાનો સ્વીકાર કરીને વિદેહરૂપ રાજા જનકને મંદિર પધાર્યા. ત્યાં જતાં માર્ગમાં પણ તપરૂપ ગૌતમજીનીપત્ની ક્ષમારૂપા અહલ્યાને નિજપદ પમાડીને સંસારરૂપ જનકપુરવાસિઓને દર્શન દઇને કૃતાર્થ કરતા હવા, અને અહંકારરૂપ ધનુષને તોડીને આપની અભેદશક્તિ શાંતિરૂપિણી સીતાજી સાથે સંયોગ કર્યો. ને પ્રેમરૂપ પરશુરામજીને શાંતપદમાં સ્થિત કરીને પાછા પંચકોશરૂપ અવધપુરમાં પધાર્યા. પછી આપે એવી લીલા રચી કે આપને પ્રાણોથી પણ અધિક પ્યારા સમજનારી જે વિષય દોષદૃષ્ટિ સહિત પ્રવૃત્તિરૂપિણી કૈકેયી તેની બુદ્ધિને આપે ફેરવી નાંખી. તેથી તેણે વિલાસ માત્ર હેતુ વડે કરીને અજ્ઞાનરૂપ રાવણાદિ રાક્ષસોના નાશને માટે મંત્રીવર સુમન્તના અખંડરૂપ રથપર આરૂઢ થઇને વિવેકરૂપ લક્ષ્મણજી અને શાંતિરૂપિણી સીતાજી સહિત આપને નિર્ભયરૂપ દંડકવનમાં મોકલાવ્યા. ત્યાં બ્રહ્મવિદ્યારૂપ શ્રીગંગાજીના તીરપર જિજ્ઞાસારૂપ કેવટને પવિત્ર કરતા છતા ઉપરામરૂપ ભારદ્વાજ મહર્ષિના સ્થાનપર જઇ ચડયા. તેમને પ્રસન્ન કરીને ઇડા ને પિંગલાનો લય કરી સુષુમ્ણારૂપ ત્રિવેણીમાં સ્નાન કરતા હવા. ત્યાંથી મુનિવર દમરૂપ વાલ્મીકજીના આશ્રમે પધારી તેને પવિત્ર કર્યું અને સકળ ઋષિઓને સત્સંગરૂપ અમૃત પાઇને અમર કરતા સતા કૂટસ્થપદને પ્રાપ્ત જે બ્રહ્મવિત્ પુરૂષ તે રૂપ ચિત્રકૂટમાં આપ નિવાસ કરતા હવા અને ત્યાંજ કર્મરૂપ જયંતનું અક્રિયરૂપ બાણથી માનભંગ કરતા હવા. પછી અકર્મરૂપ અત્રિ મુનિના આશ્રમે પધાર્યા. ત્યાં અકર્મરૂપ અત્રિ મુનિનાં સ્ત્રી ધૃતીરૂપ અનસૂયાજીએ પણ શાંતિરૂપિણી સીતાજીને જગદંબા જાણીને પોતાનાં વચનને સફળ કરવાને માટે થોડો પતિવૃત ધર્મનો ઉપદેશ કર્યો. એવી રીતે સંતોને આનંદ પમાડતા સતા વિકર્મરૂપ વિરાધનો વધ કરીને આપ શમરૂપ સુતિક્ષ્ણ બ્રાહ્મણને સંતુષ્ટ કરતા સતા મુનિઓમાં શાર્દુલ અદ્વૈતરૂપ અગત્યને આશ્રમે પધાર્યા. ત્યાં અદ્વૈતરૂપ અગસ્ત્યજીની ઇચ્છા પૂર્વક યતી પુરૂષનાં હૃદયરૂપ પંચવટીમાં નિવાસ કરતા હવા. તે જ સ્થાને દુષ્ટા તૃષ્ણારૂપ શૂર્પણખાને અંગભંગ કરીને મોહરૂપ ખરદૂષણાદિ અનેકાનેક રાક્ષસોનો નાશ કર્યો, અને એવી લીલા કરી કે શાંતિરૂપિણી સીતાજીને પોતાના સ્વરૂપરૂપ અગ્નિમાં લય કરી લીધાં. અને પોતાની યોગમાયા વડે કરીને સીતાજીને બીજાં કલ્પી લીધાં, તે લીલાને વિવેકરૂપ લક્ષ્મણજી પણ જાણી શકયા નહીં. પછી જ્યારે તૃષ્ણારૂપી શૂર્પણખાએ પોતના ભાઇ અજ્ઞાનરૂપ રાવણને જઇને ધિક્કાર દીધો અને મોહરૂપ ખરદૂષણનું મરણ થયાનું સાંભળ્યું

ત્યારે કાળથી પ્રેરણા પામેલો અજ્ઞાનરૂપ રાવણ જગન્માતા શાંતિરૂપિણી સીતાજીને હરવાને માટે કામરૂપ મારીચની પાસે ગયો. ત્યાં કામરૂપ મારીચે તેને ઘણો જ ઉપદેશ આપ્યો કે જ્ઞાનસ્વરૂપ શ્રીરઘુનાથજીને મનુષ્ય ન સમજો. તે સાક્ષાત નારાયણ છે, અને જે શાંતિરૂપિણી સીતાજીને છળવા ઇચ્છો છો તે સાક્ષાત્ જગતના કારણરૂપ અનાદિ શકિત છે.તેના માર્યા ભસ્મ થઇ જશો. કેમકે હું તેમના પ્રભાવને આગળ વિશ્વાસરૂપ વિશ્વામિત્રજીના યજ્ઞમાં જોઇ ચૂકયો છું, એટલા માટે મારી પ્રાર્થનાનો સ્વીકાર કરીને આપ પણ તેની સાથે વૈરભાવ કરો નહીં. પરન્તુ એવું કહેવાથી પણ તે દુષ્ટે માન્યું નહીં, અને કામરૂપ મારીચને મિથ્યાનામરૂપ કપટમૃગ બનાવીને શાંતિરૂપિણી સીતાજીને છળ્યાં. આપે કામરૂપ મારીચને મારીને તેનું પણ કલ્યાણ કર્યું, અને અજ્ઞાનરૂપ રાવણે અંગભંગ કરી નાંખેલા ધર્મરૂપ જટાયુને અમરપદ પમાડતા હવા. પછી આપ સીતાજીના શોધરૂપ માધુર્યલીલા કરતા કરતા પ્રીતિરૂપ શવરીની ઇચ્છાને પૂર્ણ કરીને ગંભીરતારૂપ જળથી જે પુરૂષનું હૃદય પૂર્ણ થઇ રહેલું છે અને દૈવી સંપદા ગુણરૂપ કમળ જેમાં પ્રફુલ્લિત થઇ રહ્યાં છે તે પુરૂષના હૃદયરૂપ પંપાસરોવર પર નિષ્કામકર્મરૂપ નારદજીને દર્શન દઇને જ્યાં લોભરૂપ વાલિથી ભયભીત થઇને સંતોષરૂપ સુગ્રીવ સત્સંગરૂપ હનુમાનજી સહિત રહેતો હતો ત્યાં જઇ પહોંચ્યા. ત્યાં લોભરૂપ વાલિનો નાશ કરીને સંતોષરૂપ સુગ્રીવને રાજ્યાભિષેક કર્યો અને વાલિના પુત્ર અક્રોધરૂપ અંગદને યુવરાજપદમાં સ્થાપ્યો. ને તિતિક્ષારૂપ તારાનો ભ્રમ નિવૃત્ત કરીને શુદ્ધ ચિત્તરૂપ સ્ફટિકશિલાપર નિવાસ કર્યો. ત્યાંથી આપે સત્સંગરૂપ હનુમાન અને અક્રોધરૂપ અંગદાદિ ઘણાએક વાંદરાઓને શાંતિરૂપિણી સીતાજીની શોધ લેવાને માટે મોકલ્યા. તે આપના મોકલેલા વાંદરાઓના પવિત્ર દર્શનથી તપઃપુંજરૂપ સ્વયંપ્રભા નામની એક કન્યા અને ધર્મરૂપ જટાયુનો ભાઇ સત્વગુણરૂપ સંપાતિ કૃતાર્થ થયાં. તેનાથી સીતાજીનો પત્તો મેળવીને સત્સંગરૂપ હનુમાનજી આશારૂપ સમુદ્ર કે જે મનોરથરૂપ જળથી પૂર્ણ થઇ રહેલો છે તે દુર્ઘટ સમુદ્રને કુદીને શંકારૂપ લંકામાં જઇને વિહિતકર્મરૂપ વિભીષણ સાથે સત્સંગ કરી શાંતિરૂપિણી સીતાજીને આપના કુશળ સમાચાર આપી આનંદિત કરીને અનેકાનેક રાક્ષસોને મારીને લંકાને બાળીને સીતાજીની શોધ લાવ્યા. અને આપને પરમપ્રિય થયા. તે વખતે વિહિતકર્મરૂપ વિભીષણે અજ્ઞાનરૂપ રાવણને ઘણો જ સમજાવ્યો પરંતુ તેણે ઉલટો વિભીષણનો પણ તિરસ્કાર જ કર્યો. પછી જ્યારે વિભીષણ આપને શરણે આવ્યો ત્યારે આપે રાવણના મરણ પહેલાં જ તેને લંકાનું રાજ્ય દઇ દીધું. પછી આપે ગુરૂ રૂપ શ્રીરામેશ્વરનું પૂજન કરીને આશારૂપ સમુદ્રપર આપની લીલારૂપ પુલ બાંધ્યો, અને પાર જઇને આપે આપની દયાળુતાથી અક્રો-

ધરૂપ અંગદને પત્ર દઇને મોકલ્યો, પરંતુ તે મદાંધ રાવણે તેનો સ્વીકાર કર્યો નહીં, અને પોતાના પુત્ર રાગરૂપ મેઘનાદને રણમાં મોકલ્યો. તેની આસક્તારૂપી શક્તિથી વિવેકરુપ લક્ષ્મણજી મૂર્છિત થઈ ગયા, પછી વિભીષણના કહેવાથી સત્સંગરુપ હનુમાનજી લંકામાંથી અનુરાગરૂપ સુષેણ વૈદ્યને ઉંઘતો જ ઉપાડી આવ્યા. તે વિષયાનુરાગરૂપ જે સુષેણ હતો તે આપ જ્ઞાનસ્વરૂપનાં દર્શન કરીને ભગવતાનુરાગરુપ થઈ ગયો. જ્યારે સુષેણે મૂર્ચ્છાં નિવૃત્ત થવાનો ઉપાય બતાવ્યો ત્યારે સત્સંગરૂપ હનુમાન્ સત્શાસ્ત્રરૂપ દ્રોણગિરિને મહાવાકયરુપ સંજીવની ઔષધી સહિત ઉપાડી લાવ્યા. તેથી વિવેકરૂપ લક્ષ્મણજી સાવધાન થયા. પછી આપે ક્રોધરૂપ કુંભકર્ણને માર્યો, અને રાગરૂપ મેઘનાદનો વિવેકરૂપ લક્ષ્મણજીએ સંહાર કર્યો. તથા અન્ય સર્વ રાક્ષસોને મહા બળવાન્ સંતોષરૂપ સુગ્રીવ આદિ અન્ય વાંદરાઓ મારતા હવા. એવી રીતે અજ્ઞાનરુપ રાવણે જ્યારે સર્વને નષ્ટ થતા જોયા ત્યારે આકર્ષણ મંત્ર જપીને દ્વેષરુપ અહિરાવણને બોલાવ્યો. તે દુષ્ટ અહિરાવણ આપ જ્ઞાનસ્વરૂપ શ્રીરામચંદ્રજી અને વિવેકરૂપ લક્ષ્મણજીને છળીને લઇ ગયો. અર્થાત્ તે સમયે કોઇ કોઇ મતિમંદ પુરૂષોને એવો ભ્રમ થયો કે શ્રીરામચંદ્રજીને રાક્ષસો સાથે દ્વેષ છે પરન્તુ વાસ્તવમાં આપને કોઇની પણ સાથે દ્વેષ નથી. પછી મહા બળવાન્ સત્સંગરૂપ હનુમાનજીએ અહિરાવણને પણ માર્યો. અને પોતાના પુત્ર નિર્લોભરૂપ મકરધ્વજને પાતાળનું રાજ્ય આપીને આપને લઈ આવ્યા. પછી જ્યારે આપે અજ્ઞાનરૂપ રાવણને નષ્ટ કર્યો ત્યારે સઘળા દેવતા આકાશ માર્ગથી પુષ્પોની વૃષ્ટિ કરતા કરતા જય જય શબ્દ કરવા મંડ્યા. હે સ્વામી ! એવી રીતે આપ આપના ભકતોને માટે નિર્ગુણ સ્વરૂપને સગુણરૂપે જ્ઞાન સ્વરૂપને પ્રકટ કરીને શમ દમાદિ મુનિયોને પવિત્ર અને અજ્ઞાનરૂપ રાવણાદિ સઘળા રાક્ષસોનો નાશ કરતા સતા શાંતિરૂપિણી સીતાજી સહિત આજ આ વખતે હું દીન વૈરાગ્યરૂપ ભરતની વાસના પૂર્ણ કરી છે, અને પંચક્રોશરૂપ અવધપુરને સનાથ કર્યું છે. હે નાથ ! આજ મેં મારા ચિત્તમાં એવો વિચાર કર્યો હતો કે જો આજ ભગવાન્શ્રી પધારશે નહીં તો કાલ હું પ્રાણોને ત્યજી દઇશ. પણ આપ અંતર્યામી ભકત-પ્રતિપાલક ભગવાને મને આજે જ દર્શન દીધાં. એવી દયાળુતાની સ્તુતિ કરવાની વાણીમાં શકિત નથી. એવી રીતે સ્તુતિ કરતાં કરતાં ગદ્ગદ્ ભાવ થઇને વૈરાગ્યરૂપ ભરતજી જ્ઞાનસ્વરૂપ શ્રીરઘુનાથજીના ચરણો સાથે ચોંટી ગયા. તે વખતે શ્રીરામચંદ્રજીએ ભરતજીને ઉપાડીને હૃદય સાથે લગાવી દીધા, અને પછી સૌને ઉચિત રીતે મળ્યા. તે સમય વૈરાગ્યરૂપ ભરતજીને જ્ઞાનસ્વરૂપ શ્રીરામચંદ્રજીની પ્રાપ્તિથી જે સુખ થયું તે મન વાણીનો અવિષય છે. પછી

રામચંદ્રજી રાણીવાસમાં આવીને વનની સર્વ વાર્તા અતિ હર્ષ સહિત કહી કહીને સર્વને આનંદિત કરતા હવા. એવી રીતની આનંદરૂપ લીલાને જોઈને વેદરૂપ વસિષ્ઠજીએ વિચાર કર્યો કે આ અયોધ્યા ઘણા દિવસથી અનાથ થઈ રહી હતી તે હવે શુદ્ધ સચ્ચિદાનંદ સ્વરૂપ પરમાત્માની કૃપાથી આજ સનાથ થઇ છે. આ આનંદનું ફળ આજ હોવું જોઇએ કે જ્ઞાનસ્વરૂપ શ્રીરામચંદ્રજીને શાંતિ રુપિણી સીતાજી સહિત રાજ્યતિલક કરી દેવાય. એવો વિચાર કરીને વૈરાગ્યરૂપ ભરત અને નિવૃત્તિરુપિણી કૌશલ્યા આદિ સૌની આગળ વેદરૂપ વસિષ્ઠજીએ કહ્યું. ત્યારે સૌએ મળીને જ્ઞાનસ્વરૂપ શ્રીરામચંદ્રજી પાસે પ્રાર્થના કરી તેથી ભગવાનશ્રીએ પણ ગુરૂ અને માતાની આજ્ઞા માનવી એજ પરમ ધર્મ છે એમ સમઝીને તેનો સ્વીકાર કર્યો. તે સમયે રાજ્યાભિષેકને માટે અનેક પ્રકારની સામગ્રી એકઠી થવા મંડી. હવે રાજ્યાભિષેકની શોભા જુઓ. જે સમયે ભગવાન શ્રીજ્ઞાનસ્વરૂપ રામચંદ્રજી શાંતિરૂપિણી સીતાજી સહીત સહનિવસ્થાન રુપ સિંહાસનપર પ્રકાશિત થયા કે જે સિંહાસનની ઉપર અટલ રૂપ છત્ર શોભાયમાન થઇ રહેલું છે, અને વિવેકરૂપ લક્ષ્મણજી હાથમાં પંખો લઇને સિંહાસનના પાછળના ભાગમાં ઉભા ઉભા મંદ મંદ શીતળ પવન ઢોળી રહ્યા છે. વૈરાગ્યરૂપ ભરતજી હાથમાં ચમર લઇને ઉભા છે. વિચારરૂપ શત્રુઘ્નજી હાથમાં મોર-પીંછ લઇને વિરાજેલા છે, સત્સંગરૂપ હનુમાનજી પણ સિંહાસનની જમણી બાજુએ બંને હાથ જોડીને ઉભા છે; સંતોષરૂપ સુગ્રીવ અક્રોધરૂપ અંગદ ને વિહિતકર્મરૂપ વિભીષણ આદિ અનેક મોટા મોટા યોદ્ધા સિંહાસનની ડાબી તરફ ઉભા છે. નિવૃત્તિરૂપિણી કૌશલ્યા ને ભક્તિરૂપિણી સુમિત્રા આદિ રાણીઓ પણ અતિ હર્ષને પામી રહેલા છે. વિશ્વાસરૂપ વિશ્વામિત્રજી, શમરૂપ સુતીક્ષ્ણ, દમરૂપ વાલ્મીક, ઉપરામરૂપ ભારદ્વાજ,અદ્રૈતરૂપ અગસ્ત્ય, અકર્મરૂપ અત્રિમુનિ ને તપરૂપ ગૌતમજી આદિ ઘણાએક મહર્ષિ સિંહાસનની સન્મુખ ઉભા ઉભા સ્તુત કરી રહ્યા છે; વેદરૂપ વસિષ્ઠજી ભગવાનશ્રીને તિલક કરી રહ્યા છે; બ્રહ્મા ને વિષ્ણુ આદિ દેવતા પુષ્પોની વર્ષા કરી રહ્યા છે, અને જય જય શબ્દ થઈ રહ્યો છે. તે સમયે એક તરફ વિરાજેલા કલ્યાણકારક અદ્ભુત શોભાને નિરખી નિરખીને સત ચિત ને સુખ સમુદ્ર પોતાના આત્મામાં શંકર પણ નિમજ્જન કરી રહેલા છે, આ દયાળુતાને જોઇને એવો આનંદ પ્રાપ્ત થયો કે આગળ કહેવું સાંભળવું બની શક્યું નહી. ને બસ મૌનજ થઇ જવું પડ્યું.

---

# આત્મરામાયણનું વિવરણ.



રામાયણ—આત્મા
અયોધ્યા—પંચકોશ.
દશરથ—જીવ.
કૌશલ્યા—નિવૃત્તિજન્યવૃત્તિ.
કૈકયી—વિષયદોષદૃષ્ટિ સહિત પ્રવૃત્તિ.
સુમિત્રા—ભક્તિ.
રામચંદ્ર—જ્ઞાન.
લક્ષ્મણ—વિવેક.
ભરત—વૈરાગ્ય.
શત્રુઘ્ન—વિચાર.
વિશ્વાસ—વિશ્વામિત્ર.
વસિષ્ટ—વેદ.
તાડકા—ભ્રાંતિ.
યજ્ઞ—ઇશ્વરઆરાધના.
મારીચ—કામ.
ગૌતમ—તપ.
અહલ્યા—ક્ષમા.
જનકપુર—સંસાર.
જનક—વિદેહ.
ધનુષ—અહંકાર.
સીતા—શાંતિ.
પરશુરામ—પ્રેમ.
કુશધ્વજ—કૈવલ્ય.
ખરદૂષણ—મોહ.
સૂર્પનખા—તૃષ્ણા.
જટાયુ—ધર્મ.
પંપાસરોવર—ગમ્ભીરતા.
વાલી—લોભ.

ઉર્મિલા—નમ્રતા
માંડવી—વિરતિ.
શ્રુતિકીર્તિ—શમતા.
રામચંદ્રસીતા—જ્ઞાનશાન્તિ.
લક્ષ્મણઉર્મિલા—વિવેકનમ્રતા.
ભરતમાંડવી—વૈરાગ્યવિરતિ.
શત્રુઘ્નશ્રુતિકીર્તિ—વિચારશમતા.
સુમન્ત—સુકર્મ.
રથ—અખંડ.
વન—નિર્ભય.
શ્રીગંગાજી—બ્રહ્મવિદ્યા.
ખારવો—જીજ્ઞાસા.
નૌકા—ધારણા.
ભારદ્વાજ—ઉપરામ.
ત્રિવેણી—ઇડા પિંગળા સુષુમ્ણા.
વાલ્મીક—દમ.
ચિત્રકૂટ—કૂટસ્થતા.
જયંત કર્મ.
બાણ—અક્રિય.
અત્રિમુનિ—અકર્મ.
અનુસૂયા—ધૃતિ.
સુતીક્ષ્ણ—શમ.
અગસ્ત્ય—અદ્વૈત.
પંચવટી—જિતેન્દ્રિયતા.
કપટમૃગ નામરૂપ.
શવરી—પ્રીતિ.
નારદ—નિષ્કર્મ.
સુગ્રીવ—સંતોષ.

| | |
|---|---|
| હનુમાન્—સત્સંગ. | અંગદ—અક્રોધ. |
| તારા—તિતિક્ષા. | સ્ફટિકશિલા—શુદ્ધ ચિત્ત. |
| કન્યા—તપપુંજ. | લંકા—શંકા. |
| સમ્પાતી—સત્વગુણ. | જળ-મનોરથ. |
| સમુદ્ર—આશા. | વાટિકા—અશોક. |
| વિભીષણ—વિહિતકર્મ. | ચૂડામણિ—શ્રદ્ધા. |
| મુદ્રા—શ્રીમુખ વાક્ય. | પુલ—લીલા. |
| રામેશ્વર—ગુરુ. | શક્તિ—આસક્તતા. |
| મેઘનાદ—રાગ, | સુષેણ—અનુરાગ. |
| સુલોચના—રતિ. | સંજીવની—મહાવાક્ય. |
| દ્રોણગિરિ—સત્શાસ્ત્ર. | અહિરાવણ—દ્વેષ. |
| કુંભકરણ—ક્રોધ. | મંદોદરી—મતિ. |
| મકરધ્વજ—નિર્લોભ. | રાવણ—અજ્ઞાન. |

ઇતિશિવમ્

**जय जय समर्थ.**



# पाठक प्रभाशंकर जयशंकरनां पुस्तको माटे
# मळेला आभिप्रायोमांना केटलाक

### હવે પછી પ્રકટ થનારૂં પુસ્તક

# બાલવિકાસ

ઇનામી હરીફાઇમાં સર્વોત્કૃષ્ટ ઠરી ઈનામને યોગ્ય નક્કી થયેલા
આ નિબંધની

**ઇનામ કમીટીના પ્રમુખ મહાશયનો અભિપ્રાય.**

મને સર્વોપરી નિબંધ રા. પ્રભાશંકર જયશંકર પાઠકનો જણાયો છે. તેમણે શાસ્રીય રીતે આ વિષયની ચર્ચા અતિ વિસ્તારથી પરિપૂર્ણ વિગતવાર કરેલી છે. અને બાલસ્વભાવનું જે જ્ઞાન તેમના પૃથક્કરણ ઉપરથી જણાઇ આવે છે તે તેમના વિષે સદ્ભાવ ઉત્પન્ન કરાવવાને સમર્થ છે. તેમના ઉત્તમ પ્રકારના અભ્યાસ માટે, આપણા દેશની પૂર્વ-કાલની તથા વર્તમાન કાલની શિક્ષણ પદ્ધતિઓ તેમજ અન્ય દેશોમાં પ્રચલિત ધોરણોની માહિતી માટે, અતિ સ્ફુટ વકતૃત્વ માટે, સ્થળે સ્થળે જોવામાં આવતી અતિ ઉપયોગી સૂચના માટે, રચના ચાતુર્ય માટે, અને વિસ્તૃત છતાં અસંધ લખાણનો સમાવેશ ન થવા દેવાની તેમની કાળજી માટે તેમને જેટલો ધન્યવાદ આપીએ તેટલો ઓછો છે. બાળકોની ભિન્ન ભિન્ન લાગણીઓ તથા નૈસર્ગિક શક્તિઓનું વર્ણન એમણે એવી સૂક્ષ્મ દૃષ્ટિથી અને સ્પષ્ટતાથી કરેલું છે કે એટલા ઉપરથીજ એમની આ કૃતિ આદરણીય ગણાય એવી થઇ પડી છે. અને એમની વિદ્વતા માટે પક્ષપાત સહજ બંધાઇ જાય છે. આ નિબંધને કોઇ વાંચશે તેને જરૂર કંઇ ને કંઇ લાભ મળશે જ, અને બાળકોને કેળવવાના સરળ તથા સાચા માર્ગ સહજ મળી આવશે.

છગનલાલ હરિલાલ પંડ્યા બી. એ.
ચીફ્. એજ્યુકેશનલ ઑફીસર જુનાગઢ સ્ટેટ.

☞ આ પુસ્તકના ગ્રાહક તરીકે અગાઉથી માત્ર નામ નોંધાવ[illegible] ને ગ્રંથ પ્રકટ થયે પોણી કીંમતે અપાશે. માટે આજેજ લખો:—

મુંબઇ ૪. અધિપતિ-મોહમ[illegible]ડ.

## प्र. ज. पाठकनां पुस्तको माटे मळेला अभि-प्रायोमांना थोडाक.

# આદર્શભૂત જીવન.

**હરગોવિંદદાસ દ્વારકાંદાસ કાંટાવાલા**—વડોદરા તા० ૧૧-૧૧—૧૫ ભાષા સરળ ને સાદી વાપરવાથી જનસમૂહને તે વધારે ઉપયોગી થશે. ઉપયોગી વિષયોનો સમાવેશ કરી તેમને સારી રીતે ટુંકામાં વર્ણવ્યા છે.

**કેશવલાલ હર્ષદરાય ધ્રુવ**—અમદાવાદ તા० ૧૦—૧૧—૧૫. તમે સાહિત્ય ક્ષેત્રમાં મેળવેલો યશ તમને નવા પ્રયત્નોમાં પ્રોત્સાહન આપનારો થાઓ, અને તમે સાહિત્યની બને તેટલી સેવા બજાવો એવી મારા હૃદયની આશંસા છે.

**હીંમતલાલ ગણેશજી અંજારીયા**—સેંટાક્રુઝ તા० ૧૧—૧૧-૧૫. આશા રાખું છું કે એ પ્રયાસ બીજા અનેક સત્પ્રયાસોનો પુરોગામી થશે, અને આપને હાથે ગુજરાત અને ગુજરાતીને કાયમના લાભ થશે.

**છગનલાલ ઠાકોરદાસ મોદી**—સુરત તા० ૧૨—૧૧—૧૫. પુસ્તક દ્વારા લોકોપયોગી કાર્ય કરવાની તમે વૃત્તિ રાખી છે તે જાણી સંતોષ થાય છે. આ પુસ્તક રચવામાં તમે સંકળના ઘણી સારી કરી છે, અને ભાષા સરળ શુદ્ધ અને સામાન્ય પ્રજાવર્ગને સ્હેલાઇથી સમજાય તથા વાંચવાનું મન થાય એવી રાખી છે. આવાં લોકોપયોગી કાર્ય કરવામાં ઇશ્વર તમને સદા પ્રેરણા કરતા રહે અને સહાય થાય એવી મારી પ્રાર્થના છે.

**ગણપતરામ અનુપરામ ત્રવાડી**—સુરત. તા० ૨૩—૧૧—૧૫ તમારી લેખન શૈલી શુદ્ધ અને સરળ છે. લગ્ન તથા યજ્ઞોપવિતના શુભ પ્રસંગે કન્યાઓમાં તથા છોકરાઓમાં લ્હાણી રૂપે તે વહેંચવાની ભલામણ કરૂં છું. આવા નાના લેખ તેની જુજ કીંમતને લીધે તથા તેની મનોહારિણી ભાષા શૈલીને લીધે અમૂલ્ય ગણાય. એમાં સમાવેલા ઉંચ્ચ વિચારો આપણી નવી પ્રજાના લોહીમાં રગેરગ પ્રસરે તો આપણા કુટુંબ જીવનનો અને પ્રજા જીવનનો વિચારમાં તથા આચારમાં આખો રંગજ બદલાઇ જાય એમ માનું છું.

**જામે જમશેદ**—તા० ૧—૧૨—૧૫. આ દુનીયામાં એક માણસ પોતાની ઉન્નતિ કેવી રીતે કરી શકે, પૈસો સદુપયોગમાં કેવી રીતે વાપરી શકે, અને પોતાની જીંદગી પરથી બીજાઓ બોધ લ્યે, એવું અનુકરણીય જીવન કયાં કયાં સાધનોથી બનાવી શકે, તેનો ટુંક ચિતાર ઘણી સારી રીતે આપવામાં આવ્યો છે.

લખાણુની શૈલી ઘણી સારી અને સરળ છે. વિચારો ઘણા પ્રૌઢ અને મનન કરવા યોગ્ય છે. આવાં લખાણો જેટલાં વધુ પ્રકાશીત થાય તેટલું લોક સુખ માટે અગત્યનું થઇ પડે.

**સાંજ વર્તમાન**—તા૦ ૪—૧૨—૧૫. આ પુસ્તકમાં નમુનેદાર જીંદગી કેમ ગાળવી તે લેખકે સરળ ભાષામાં ઘણીજ સારી રીતે સમજાવ્યું હોવાથી ઉછરતી યુવાન પ્રજાને એ પુસ્તક ઘણું ઉપયોગી થઇ પડશે એમ જણાય છે.

**ગુજરાતી**—તા૦ ૧૯—૧૨—૧૫. આ દુઃખી સંસારમાં મનુષ્ય જીવન સુખમય રીતે કેમ ગળાય અને તે આદર્શભૂત જીવન ક્યારે મનાય તે દર્શાવવાનો સારો પ્રયત્ન આ લઘુ ગ્રંથમાં નિબંધકારે કીધો છે. ભાષા સરળ અને સમજ પડે તેવી છે.

**નંદનાથ કેદારનાથ દીક્ષિત**—વડોદરા. તા૦ ૧૬—૭—૧૬. સરળ ભાષામાં અસરકારક રીતે વિચારો રજુ કર્યા છે. તમારી ચોપડીયોનો ઘણો ફેલાવો થયેલો જોઇને હું ખુશી થઇશ. તમે વધારે લખતા રહો અને લોકોને ઉપયોગી વાચન આપતા રહેશો તો મને ઘણો આનંદ થશે.

# શ્રી કુંભનાથનું શિવાલય.

**હિંમતલાલ ગણેશજી અંજારીયા**—"સોરઠી સ્તવન" મને બહુ ગમે છે. બીજી કવિતાઓમાં શબ્દોની વિષદતા છે.

**ત્રવાડી કરૂણાશંકર મૂળજી વૈદ્ય**—મહાકવિ નર્મદની જુસ્સાભરી ફાંકડી વાણીનું ભાન કરાવવા ઉપરાંત સ્વદેશ પ્રેમ જગાડે છે. કવિતામાં પ્રસાદ છે. સુંદર ચિત્રો ઉઠયાં છે. રસની જમાવાટ ખુબ કરી છે.

**જામે જમશેદ**—તા૦ ૧૪—૨—૧૪. કર્તાએ શિવાલયનો ઇતિહાસ આપ્યા પછી જે કથા કવિતામાં લલકારી છે તે રસ પમાડનારી છે. ભક્તજનો માટે આ પુસ્તક અગત્યનું છે

**ગણપતરામ અનુપરામ ત્રવાડી**—કાવ્યરચના ચિત્રાલેખન અને માધુર્ય જોઇ તમારો વિશેષ પરિચય કરવા ઇચ્છા ઉદ્ભવે છે.

**રા૦ રણજીતરામ વાવાભાઈ**—તમારૂં કાવ્ય આદ્યંત હું એકજ બેઠકે વાંચી ગયો. ભાષા ને વૃત્ત તમારે હાથે બેઠાં છે. વર્ણન અને રસ પણ જમાવી શકો છો.

**દેવશંકર વૈકુંઠજી ભટ્ટ**—જાણે કે કુંભનાથનાં દર્શન આંહી પ્રત્યક્ષજ થતાં હોય એમ તમારી કવિતાથી ભાસ થયો. અને તેથીજ જણાય છે કે તમે સુહૃદયથી કવિ છો.

"સાહિત્ય" પુસ્તક ૩, અંક ૬.—સહેલી વર્ણનાત્મક અને જુસ્સાદાર શૈલીમાં રચાયું છે. કુદરતી દેખાવ અને બીજા પ્રસંગોનું બયાન સારૂં કરવામાં આવ્યું છે.

નંદનાથ કેદારનાથ દીક્ષિત—વડોદરા. તા. ૮-૭-૧૬. તમારૂં કાવ્ય શિક્ષિત તેમ અશિક્ષિત ઉભયને વાંચવા યોગ્યજ છે. સરળ ભાષામાં સુંદર ચિત્ર આલેખાયું છે. તમારૂં કાવ્ય વાંચ્યા પછી કુંભનાથનું શિવાલય જોવા ઇચ્છા થઇ છે. તમારો પ્રયાસ સફળ થયેલો જોવા ઇચ્છું છું.

કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી—સુરત. તા. ૮—૭—૧૬ તમારું નાનકડું કાવ્ય વાંચી આનંદ થયો છે. કવિતા સરળ અને રમ્ય છે. ભક્તજનને પુસ્તક અતિ પ્રિય થઇ પડશે.

જયસુખરાય પુરૂષોત્તમરાય જોશીપુરા—પાટણ તા. ૬-૭—૧૬ આપની શોધક વૃત્તિ ખરેખર ધન્યવાદને પાત્ર છે. આપના આ પુસ્તકમાંની કવિતા આપનામાં રહેલી નૈસર્ગીક કવિતા શક્તિને દાખવનારી છે. ભાષા મનોહર અને વેગવતી હોઇને આપે દેશપ્રીતિ પ્રદર્શીત કરવામાં આપનું હૃદય પ્રકટ કરી દીધેલું છે.

મોહનલાલ પાર્વતીશંકર દવે—સુરત તા. ૬—૭—૧૬ કવિતાની ભાષા સરળ અને જુસ્સાદાર છે. વર્ણનો સારાં રસ પડે એવાં છે, અને છંદોની પસંદગી પણ ઠીક કરેલી છે.

છગનલાલ હરિલાલ પંડ્યા—જુનાગઢ તા. ૮—૭—૧૬ પુસ્તક વાંચી જોતાં જણાય છે કે આપની કવિત્વશક્તિ ઉંચા પ્રકારની છે. ને તેને લઇને આપ સરળ ભાષામાં સ્વાભાવિક ઉદ્‌ગાર કાઢી શક્યા છો. વિષય પણ એવો રસિક બોધદાયક છે કે જે કોઇ તે ધ્યાનમાં લ્યે તેને લાભકર્તા થયા વગર રહે નહિ. આપનો શ્રમ સફળ થાઓ એમ હું ઇચ્છું છું.

ઠાકોરદાસ રણછોડદાસ પંડ્યા—પાટણ તા. ૧૩—૭-૧૫ ભાષા તેમજ રચના ઘણાં સારાં છે. રસ ઉત્તમ રીતે જળવાઇ રહ્યો છે. આવાં પુસ્તકો બાળકોના વાચવામાં આવવાથી તેમનામાં સ્વદેશપ્રીતિ તથા ભક્તિભાવ જળવાઇ રહે છે.

અતિસુખશંકર કમળાશંકર ત્રિવેદી—વડોદરા તા. ૨૪-૭—૧૬ કવિતામાં રસ છે સરળતા છે ને ધાર્મિક વૃત્તિવાળા વાંચકને શુદ્ધ આનંદ મળે એવાં વર્ણનો તેમાં છે.

**જામે જમશેદ**—તા. ૨૬—૭-૧૬. ભાવિક અને ભક્તજનો માટે આ પુસ્તક અગત્યનું છે. કવિતાઓ મધુર અને સરળ છે.

**કેળવણી**-ઓગસ્ટ ૧૬—લેખનશૈલી મજાની છે; તેમજ કાવ્ય લખવામાં વૃત્તપર ઠીક હાથ બેઠો છે. જ્યાં જ્યાં પ્રકૃતિ વર્ણન આપવામાં આવ્યું છે ત્યાં ત્યાં સારો રસ જમાવ્યો છે. સોરઠી સ્તવન રસ પૂર્વક વાંચી શકાય તેવું છે " પ્રભાતનો આનંદ " "મધ્યાહ્નની મજા " અને " સિંહનો પરછાં થવો " એ મથાળાવાળા કકડા તેમની સારી કૃતિના નમૂના છે. ગુજરાતમાં એમના જેવા ઉત્સાહી લેખકોની જરૂર છે.

**નવજીવન અને સત્ય.** ઓગસ્ટ ૧૬—આ ન્હાના પુસ્તકમાં સાદા અને સરળ શબ્દોમાં લેખકે સારાં વૃત્ત યોજ્યાં છે, તથા તેની વધુ સરળતા ખાતર વિવેચન પણ આપ્યું છે.

**અતીત**—વડોદરા તા. ૨૬—૧—૧૫. તમારૂં કાવ્ય વાંચતાં નવી દીશાનું દર્શન થાય છે. સ્થળવર્ણન ઇતિહાસગૌરવ ને ગ્રામ્યજીવનની સુંદરતા એ ત્રણ વાતોનું સરળ નિરૂપણ એ કાવ્યોમાં જોવામાં આવે છે. તેમાં પણ કાઠીયાવાડી ઝબાનનો ઝોસ મને તો બહુજ પ્રિય લાગે છે. એવાં કાવ્યો રચી આપણા દેશની પ્રાચીનતાનાં દર્શન તમે આપતા રહેશો તો અમ જેવા અનેક કાવ્યરસપિપાસુઓને પરમ તૃપ્તિ મળશે.

---

# બાલરામાયણ.

I am sure you have nicely caught the politie view in stanzas like the following.——

" જેમ વરસે ધનઘોર, વીજળી જયમ ઝબકી રહે "

\+ \+ \+ \+

" રસપૂર્ણ હતી પૃથ્વી, ફલપૂર્ણ હતાં તરૂ ! "

You have done complete justice to select least incidents from each KAND, and worded them in so simple a strain of melody that the whole in all its varied parts

works like one sprung out of emotion. It w prove bothill interesting and instructive to all classes of people men, women, and children.

Manjulal J. Dave, B. A.

Patan, Dated—25-1-17.

જેમને ઉદ્દેશીને તમે બાળરામાયણ લખ્યું છે તેમને ઠીક પડશે એમ હું ધારૂં છું. કઠણ શબ્દના અર્થ અને બીજી માહીતી તમે આપેલ છે તે તેમને ઉપયોગી થઇ પડશે.

કેશવલાલ હર્ષદરાય ધ્રુવ, બી. એ.

અમદાવાદ—તા. ૨૫-૧-૧૭.

તમારો પ્રયાસ સ્તુત્ય છે. સરળતા એ તમારાં કાવ્યોનો આત્મા જણાય છે. તેથી તેમાં વાંચકને આનંદ મળવો સુલભ થઇ પડે છે. ટુંકાણમાં આપેલી પાત્રોની હકીકતથી પુસ્તકની ઉપયોગિતામાં તમે વૃદ્ધિ કરી છે.

અતિસુખશંકર કમળાશંકર ત્રિવેદી,

બી. એ. એલ. એલ. બી. પ્રોફેસર ઑફ લૉજીક,

બરોડા—કૅાલેજ.

પુસ્તક ખરેખર સરળ બોધક અને ઉપયોગી હોઇ પ્રત્યેક કુટુંબમાં એટલુંજ નહિ પણ શરૂઆતના અંગ્રેજી ધોરણોમાં કવિતાઓ માટે દાખલ કરવા જેવું છે. અંદરનાં વૃરા રાગ પણ બહુ સારા છે.

ભોગીન્દ્રરાવ ર. દીવેટીયા, બી. એ.

અમદાવાદ—તા. ૪-૧-૧૭.

તમારી કવિત્વશક્તિ વિદ્વજ્જનોને ખુશ કરે તેવી છે. એકંદર બાળક વર્ગને સરળતાથી સમજાય ને બોધ મળે તેમ થયું છે. મુંબઇ જેવા અતિ પ્રવૃતિવાળા સ્થળમાં આવી સાહિત્ય સેવા બજાવો છો એ તમારી ઉદ્યોગીપણાની નિશાની છે.

દેવશંકર વૈકુંઠજી ભટ્ટ,—ભાવનગર.

માજી હેડમાસ્તર ભાવનગર મુખ્ય શાળા.

તમોએ રચેલું બાળરામાયણ નામનું પુસ્તક મને મળ્યું. તે મેં આદ્યંત વાંચ્યું છે. તેમાં કવિતાની સરળતા મધુરતા રસસંમેલન અર્થચાતુર્ય અને શબ્દ-સૌષ્ઠવાદિક કવિતાના ગુણો સમજનાર નિષ્પક્ષપાતી વિદ્વજ્જનોએ કહેવું જોઇએ કે કેવલ ઈશ્વરાનુગ્રહથીજ તમોને કવિત્વ ગુણ પ્રાપ્ત થયો છે. તેમાં વળી પાત્રોની ટુંકી હકીકત અને ઐતિહાસિક સ્થળોની ટુંક નોંધમાં તમોએ જે શ્રમ કર્યો છે તે અત્યંત હર્ષપ્રદ થઇ પડે છે.

ભાવનગર.
સ્વ૦ શાસ્ત્રી કરૂણાશંકર પ્રભુજી પાઠક,
માજી મુખ્ય શાસ્ત્રી જશવંતસિંગજી સંસ્કૃત પાઠશાળા.

તમારી સંસ્કારી ભાષા અને તે સાથે ઉન્નત વિચારો જ્યાં ત્યાં દેખાઇ આવે છે. પ્રસ્ત્રવણ પર વર્ષાઋતુ, રાવણની સંગ્રામ સભા, લક્ષ્મણની મૂર્છા વખતે રામનો વિલાપ, નીતિનો જય, વિગેરે અનેક પ્રસંગો ઘણી સારી રીતે આલેખાયા છે. પાત્રોની તેમજ ઐતિહાસિક સ્થળોની ટુંક હકીકત ને શબ્દાર્થકોષ પુસ્તકને વધુ ઉપયોગી બનાવે છે.

ઠાકોરલાલ રણછોડલાલ પંડ્યા,
પ્રીન્સીપાલ મેઇલ ટ્રેનિંગ કૉલેજ-પાટણ.

હમણાં આપનું પદ્ય વાંચી ગયો, ને તેથી નિઃસંદેહ મને આનંદ થયો. આપની લેખીનીમાં પ્રવાહ રસ તથા સરળતા છે અને પદ્ય લખવાની આપની શકિત અભિનન્દનને યોગ્ય છે. એકંદરે "બાળરામાયણ" એનો ઉદ્દેશ સફળ કરશે એમ મને લાગે છે.

કાન્તિલાલ છગનલાલ પંડ્યા,
પ્રોફેસર ઑફ સાયન્સ, સેન્ટજોન્સ કૉલેજ.
આગ્રા—તા૦ ૧૬—૪—૧૭.

"As its name signifies this book is meant for children. It is the Ramayana versified. We think that it will prove of interest to those for whom it is written.

Modern Review, K. M. J. March 17.

મનોહર અને સુશ્લિષ્ટ કાવ્યો લખવા માટે લેખકે જે કીર્તિ મેળવી છે તેને આ કૃતિ પણ પુષ્ટિ આપે છે. સામાન્ય જનોને સમજાય એવી ભાષા સરળ છે. અને તેમાં મધુર સંસ્કૃત શબ્દોની એવી મીલાવટ છે કે તેથી તે પ્રાચીન સમયના પુનિત સંસ્કારોને હૃદયમાં જાગૃત કરે છે. શરૂઆતમાં સારી અનુક્રમણિકા અને છેવટે જરૂરી ટીકા અને અર્થ આપીને લેખકે પોતાનું લઘુ પુસ્તક જનસમુદાયને માટે ઘણું ઉપયોગી બનાવ્યું છે. નવજીવન ફેબ્રુવારી.–૧૭.

આ કાવ્ય સાદી સરળ ભાષામાં લખાયેલું છે. લખવાની ઢબ સંસ્કારી છે. અને રામાયણમાંથી જે પ્રસંગો પસંદ કીધા છે તે સુંદર છે. બાળકોને વાંચવુ ગમે એવી રીતે આખું કાવ્ય લખાએલ છે. અઘરા શબ્દોના અર્થ સમજવા માટે તથા બીજી કેટલીક હકીકત માટે પણ તમે સારી તજવીજ રાખી છે. સાહિત્ય પરિષદે આ રીતે તમારા જેવા ઇશ્વરદત્ત શક્તિવાળા માણસને કાવ્ય લખવા માટે જે પ્રસંગ આણી આપ્યો એ સારૂં થયું. તમારો પ્રયત્ન યશસ્વી થયેલો જોઇ મને સંતોષ થયો.

**નંદનાથ કેદારનાથ દીક્ષિત**–વડોદરા.

તા. ૧૨—૩–૧૭ પ્રીન્સીપાલ મે. ટ્રે. કૉલેજ.

રા૦ પાઠકનો કવિતા ઉપરનો કાબુ વખાણવા જોગ છે. અને સામાન્ય જનોને સમજાય એવી મનોહર અને મધુર શબ્દોમય શૈલીમાં લખાયેલું આ પુસ્તક કાંઇ પણ વાંધા વિના જનસમાજમાં ઉપયોગી થવા સંભવે છે.

**વાક્ સૌંદર્ય**—પોષ ૧૯૭૩.

સહર્ષ નિવેદિત કરવાનું કે તમારૂં રામાયણ, મેં વાંચ્યું ને તે ઉપરાંત બૈરાંઓએ પણ પોતાના મંડળમાં વાંચ્યું અને તેઓ બહુજ રાજી થયાં છે. તમે જો તે વખતે હાજર હોત તો તેમના ઉદ્ગાર ઉપરથી તમને લાગત કે "મારો શ્રમ સફળ થયો છે." તમે એક નાના પાત્રમાં અમૃત ભર્યું છે એમ અમને જણાવ્યું છે. તેની તુલના થતાં કદાચ વાર લાગે તો ભલે પણ અનુકુળ સમયે કપુરને દાબડે કપુર ભરાયા વિના રહેશે નહિ એવી મારી દૃઢ શ્રદ્ધા છે.

**સ્વ. ગણુપતરામ અનુપરામ ત્રવાડી**,–સુરત તા. ૨૮–૪–૧૭.

કાવ્યનાં વૃત્તોની પસંદગી ઘણી ઘટીત અને રચના ઘણી પ્રૌઢ માલુમ પડે છે. ભાવ અને ભાષા બંન્નેમાં આ કાવ્ય ઉત્કૃષ્ટ છે. જ્યાં જોઇએ ત્યાં લાગણી બતાવવા લેખકે સારો પ્રયત્ન કીધો છે. અને આ કાવ્યો લખવામાં લેખકને ખાસ લાયકાત હોય એમ પુરવાર કરી આપ્યું છે.

**જામે જમશેદ**—૩ માર્ચ ૧૭.

કૃતિ સરળ અને સાદી છે. કાવ્યોમાં વૃત્તો પ્રસંગાનુસાર બદલાવીને તથા વચ્ચે વચ્ચે પ્રસંગમાંથી નીઝરતા સારને ખેંચીને પુસ્તકની શિષ્ટતા જાળવી છે. દોષ રહીત અને સહેલાઇથી સમજી શકાય એવી ભાષામાં લખાયેલ છે. વાચક વર્ગોમાં અગર ગૃહવાચનમાં આ પુસ્તક રસપૂર્વક વાંચી શકાય. પુસ્તક કોઇ શાળામાં સ્વતંત્ર રીતે વિદ્યાર્થીઓ પાસે વંચાય તો પણ ચાલુ જમાનાના વિદ્યાર્થીઓનું રામાયણની કથા સંબંધી અજ્ઞાન નીકળી જવા સંભવ રહે.

કેળવણી—મે ૧૯૧૭.

સરળ ભાષા તેમજ સરળ ઘટના દ્વારા શ્રીરામચંદ્રજીના ભવ્ય પવિત્ર જીવન-કથાથી બાલકોને પરિચિત કરવાનો તમારો સુપ્રયત્ન ધન્યવાદને પાત્ર છે. તમે છંદોની વિવિધતા રાખી છે. તેથી કાવ્ય વધારે રસભર અને આકર્ષક બન્યું છે. બનાવો બહુ વેગથી વર્ણવવા પડ્યા છે તે સાહિત્ય પરિષદ્‌ની "હજાર લીટી"ને આભારી જણાય છે. આપણા બાળકો માટે આવાં જેટલાં કાવ્યો લખાય તેટલાં ઓછાં છે. ઐતિહાસિક સ્થળોની તમારી ટુંક નોંધ વાચકોને જરૂર ઉપયોગી થઇ પડશે. તમારી સુંદર સાહિત્ય પ્રવૃત્તિને દિન પ્રતિ દિન વિશેષ ફતેહ ઇચ્છતો તમારો:—

નૃસિંહદાસ ભગવાનદાસ વિભાકર,
બી. એ. એલ. એલ. બી.
બાર.—એટ-લૉ.

---

## ચુંથા ચાતુર્વિંધ મોઢ જ્ઞાતિનું

# વસ્તીપત્રક.

**શાસ્ત્રી હાથીભાઇ હરીશંકર. જામનગર**—વસ્તીપત્રકના વિષયમાં આપે લીધેલા શ્રમને માટે મને ઘણોજ સંતોષ થયો છે. આપ સ્વજ્ઞાતિહિતના કાર્યમાં ઘણાં વર્ષો થયાં સતત ઉદ્યોગ કરો છો તેને માટે મારૂં હૃદય આપને ધન્ય-વાદ આપે એ સ્વાભાવિક છે.

**ગણપતરામ અનુપરામ ત્રવાડી**—વસ્તીપત્રક રચવામાં આપે બહુ શ્રમ લીધેલો જણાય છે. અમે તો વર્ષોથી બુમો પાડીએ છીએ પણ જ્યારે થાય ત્યારે ખરૂં.

**જામે જમશેદ**—પાઠકનો આ પ્રયાસ માન ભર્યો છે. જ્ઞાતિના તર્કોનો ખુલાસો પ્રસ્તાવનામાં કર્યો છે, તે દરેક જ્ઞાતિને મનન કરવા યોગ્ય છે. અને પોતાની જ્ઞાતિમાં એ પ્રમાણે વસ્તીપત્રક કરવાની જરૂર છે. અલબત વસ્તીપત્રક કરવું એ કાંઇ લાડવા ખાવાના નથી, પણ મહીનાઓ વેર તેની પાછળ ખંત અને મહેનત લેવાથી પરીણામ જયમાંજ આવે છે, અને નાત સેવાની એ ખરી કસોટી છે. તા૰ ૧૪-૨-૧૪.

# પ્રભાશંકર જયશંકર પાઠકનાં અન્ય પુસ્તકો.

મુંબઈ ઇલાકાના કેળવણી ખાતાના મહેરબાન ડીરેક્ટર સાહેબે
તથા વડોદરા ભાવનગર જુનાગઢ વીગેરે અનેક દેશી રાજ્યોએ
ઈનામ લાયબ્રેરી માટે મંજુર કરેલ, સાહિત્ય પરિષદ્‌માં સર્વોત્કૃષ્ટ ઠરેલ,

## આદર્શભૂત જીવન.

**કીંમત આના આઠ.**

---

વડોદરા રાજ્યમાં ઇનામ લાયબ્રેરી માટે મંજુર થયેલ,
ભક્તિમાર્ગનું મનોહર કાવ્ય

## શ્રી કુંભનાથનું શિવાલય.

**કીંમત આના ચાર.**

---

સમસ્ત મોઢ કોમની ઉત્પત્તિનો આઠસેં પૃષ્ટનો, મૂળ સંસ્કૃત શ્લોકો અને
સરળ ગુજરાતી ભાષાંતર સાથે, પ્રાચીન પવિત્ર અને સચિત્ર બૃહદ્ ગ્રંથ

## શ્રીધર્મારણ્ય.

**કીંમત રૂપીઆ ૭.**

---

વડોદરા રાજ્યમાં ઇનામ લાયબ્રેરી માટે મંજુર થયેલ
બાળકો કન્યાઓ તેમજ સ્ત્રીવર્ગને ખાસ વાંચવા યોગ્ય
વિસ્તૃત ટીકા શબ્દાર્થ અને વિવિધ નોંધ સાથે

## સચિત્ર બાળરામાયણ.

દ્વિતીયાવૃત્તિ હવે પછી પ્રકટ થશે.

---

ગર્ભથીજ બાળકોની શારીરિક અને માનસિક શક્તિઓના વિકાસ સંબંધી
બાળશિક્ષણશાસ્ત્રના દોહનરૂપ ઉત્કૃષ્ટ ઠરેલ ઇનામી નિબંધ

## બાલવિકાસ.

હવે પછી પ્રકટ થશે.

---

કાઠીઆવાડી ચાતુર્વિધ મોઢ બ્રાહ્મણ ચુંથા સમવાયનું સંપૂર્ણ

## વસ્તીપત્રક.

**કીંમત આના આઠ. જ્ઞાતિ બંધુઓને મફત.**

---

**અભિપ્રાયો માટે આ પુસ્તકનાં છેવટનાં પૃષ્ઠો વાંચો.**

કાંદાવાડી સાધવભુવન
મુંબઇ. ૪.

પ્રભાશંકર જયશંકર પાઠક.
અધિપતિ—મોઢ માર્તણ્ડ.